રવીન્દ્રનાથ ટાગોર કૃત

# વિભાવરી

અનુવાદક

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી



એન. એમ. ઠક્કરની કંપની
બુકસેલર્સ અને પબ્લીશર્સ
૧૪૦ પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ ૨.

અર્પણ

શ્રી. કલ્યાણજી કરમસી દામજીના

સાહિત્ય ને કલાપ્રેમને



## આમુખ

ગુરૂદેવ રવીન્દ્રનાથ ટાગોરની "બૌ ઠાકુરાનીર હાટ" કથા ઉપરથી અનુવાદિત કરેલી આ કથા – વિભાવરી – વર્ષો પછી પુસ્તકાકારે ગુજરાતી પ્રજા સમક્ષ રજુ કરતાં આનંદ થાય છે.

૧૯૨૩ ની સાલમાં "ગુજરાતી પંચ" માં ચાલુ વાર્તા તરીકે મેં આ વાર્તા 'વિમલ – ઉષા' નામે લખી આપી હતી. ક્રમશઃ તે તેમાં પ્રકટ થઈ હતી.

ગુરૂદેવ રવીન્દ્રનાથ ટાગોર પાસેથી એ જ સમયે મને આ અનુવાદની ઉદાર લેખિત પરવાનગી મળી હતી. ગુરૂદેવની બે નવલકથાઓ આવી જ રીતે અનુવાદિત કરવાની મને તક સાંપડી હતી. કોઈ પણ શરત વિના એમણે આપેલી પરવાનગી માટે હું એમનો અત્યંત ઋણી છું.

પુસ્તકાકારે મેસર્સ એન. એમ. ઠક્કરની કંપનીદ્વારા બહાર પડતી આ કથા બદલ હું કાંઈ કહું તે સોના ઉપર ઢોળ ચઢાવવા બરોબર થઈ પડે. વર્ષો પછી યે ગુરૂદેવની આ કથાનો રસ દરેક જણમાં જેવો ને તેવો કાયમ રહે એવો છે; કેમકે, એમાં માનવ પ્રકૃતિની વિવિધતાનું તાદૃશ પાત્રાલેખન ગુરૂદેવે અતિ કૌશલ્યથી કર્યું છે.

આ અનુવાદનું સ્વરૂપ જેમ બને તેમ, શુદ્ધ ગુજરાતી રાખવા અને ભાષાનું પરપ્રાંતીયત્વ મિટાવવા મેં મારાથી બનતી કોશિષ કરી છે. તેથી કંઈક અંશે મૂળનો તે છાયાનુવાદ બન્યો છે. ભાવ જાળવીને વસ્તુ સંકલનાને યથાનુરૂપ રજુ કરવા મેં મારાથી યથાશક્ય યત્ન કર્યા છે.

આ કથા ગુજરાતી વાચક વર્ગને પ્રિય થઈ પડશે. તો મારો પ્રયાસ સફળ થયો માનીશઃ

**અનુવાદક.**

# અ • નુ • ક્ર • મ • ણિ • કા





## ૧

## ભગ્નાશ યુવરાજ

રાત્રિ ઘણી વ્યતીત થઈ હતી. ગ્રીષ્મ ઋતુને લીધે વાયુનું સંચલન એટલું બધું મંદ પડી ગયું હતું કે, વૃક્ષનાં પલ્લવો આમનેમ હાલતાં ન હતાં. યશોહરના મહારાજા પ્રતાપાદિત્યનો જ્યેષ્ટ પુત્ર યુવરાજ ઉદયાદિત્ય પોતાના શયનાગારમાં એક બારી પાસે બેઠો હતો અને પવનની જે મંદ મંદ લહરીઓ આવતી હતી તેનો ઉપભોગ કરતો હતો. તેની સમિપ તેની પત્ની સુરમાદેવી બેઠી હતી.

સુરમાએ કહ્યું: " તમે આવી રીતે ચિન્તા કર્યા કરો એ ઠીક નહીં. આપણે સહન કર્યા વિના છૂટકો જ નથી. ધીરજ ધરવામાં જ હવે સાર છે. સમય જતાં આપણને સુખ મળશે એમ હું માનું છું."

" મને બીજા કશાથી પણ સુખ મળનાર નથી." કુમારે નિશ્વાસ નાંખી ઉત્તર દીધો: " તું ઇચ્છે છે એવા પ્રકારના સુખ-વૈભવની મને હવે ઇચ્છા નથી. મને તો ખરેખર એમ જ ભાસે છે

કે, આ રાજભવનમાં જન્મ લઈને હું મહારાજા પ્રતાપદિત્યનો યુવરાજ ન કહેવાયો હોત તો ઠીક થાત! ધનમાલ, માનમર્યાદા, યશપ્રતાપ અને રાજસિંહાસનનો ઉત્તરાધિકારી હું બન્યો ન હોત અને તેને બદલે કોઈ ગરીબ કુટુંબમાં મેં જન્મ ધારણ કર્યો હોત તો હું અત્યંત સુખી થાત. મને કહે તો ખરી કે, એવી એકાદ તપશ્ચર્યા અથવા એવું કોઈ એકકે વ્રત છે કે જે કરવાથી મારી મનેચ્છા પરિતૃપ્ત થાય?"

સુરમા અધિક અધીર બની. યુવરાજનો જમણો હાથ પોતાના બંને હાથમાં લઈને તથા તેના ચંદ્રવદન તરફ થોડી ક્ષણ સુધી જોઈ રહીને તેણે નિશ્વાસ નાંખ્યો. યુવરાજની ઈચ્છાપૂર્તિ માટે તે પ્રાણ પારવાને પણ કટિબદ્ધ હતી; પરંતુ પ્રાણત્યાગ કરવાથી યે યુવરાજની આ ઈચ્છા પૂર્ણ થાય એમ ન હતી! સુરમાને આ પરિસ્થિતિથી અધિક દુઃખ ઉત્પન્ન થયું.

યુવરાજે કહ્યું, "પ્રિયે! મેં રાજગૃહે જન્મ લીધો છે ખરો; પરંતુ તેથી મને સુખ નથી. રાજ્યના ઉત્તરાધિકારી તરીકે મેં જન્મ લીધો છે, ક્ષુદ્ર સંતાન તરીકે નહીં; પરંતુ તે છતાં શૈશવાવસ્થામાંથી જ મહારાજાની મારા ઉપર કરડી નજર રહી છે. તેમનો યશ, તેમની પ્રતિષ્ઠા એ સર્વ હું નિભાવીશ કે ડુબાડીશ, રાજ્યનો પ્રચંડભાર હું સહન કરી શકીશ કિંવા નહીં, એ સંબંધમાં તેઓ રાત્રિદિન ચિંતાગ્રસ્ત રહે છે. મારી વર્તણુંક ઉપર તેઓ નજર રાખે છે. પણ તે કાંઈ સ્નેહયુક્ત રીતિથી નહીં. મારા સ્નેહીઓ, રાજ્યમંત્રી, દરબારના ભાયાતો તથા પ્રજાગણ, એ સર્વ મારું ભવિષ્ય નક્કી કરી ચૂકયા છે કે: "આ કઠિન રાજ્ય વ્યવસ્થા મારા હાથથી થઈ શકશે નહીં. હું મૂર્ખ છું, રાજનીતિનાં તત્વ હું સમજી શકતો નથી. ધીરે ધીરે તેઓ સર્વ હવે મારી અવજ્ઞા કરવા લાગ્યા છે! મહારાજાએ મને નાલાયક ઠરાવ્યો છે! મારા સંબંધમાં સુઆશાઓ તેમણે તજી દીધી

છે! હવે તેઓ ભૂલચૂકથી પણ પોતાના ઓષ્ઠથી મારૂં સ્મરણ સુદ્ધાંત કરતા નથી!"

સુરમાનાં નેત્ર આંસુથી ભરાઈ ગયાં. તે ગદ્ગદ્ કંઠે બોલીઃ "અરેરે! ગમે તે થાઓ પણ આ દુઃખ સહન કરવું પડશે!" તેણે ક્રોધથી કહ્યુંઃ "જે લોકો તમને મૂર્ખ કહે છે, તેઓ પોતે જ ખરેખર મૂર્ખ છે."

યુવરાજે સ્મિત કર્યું. તેણે સુરમાને શાંત પડવાની ઇશારત કરીને કહ્યુંઃ "નહીં, રાજ્યશાસ્ત્ર સંબંધમાં મારી બુદ્ધિ ચાલતી નથી એ તદ્દન ખરૂં છે, કારણ કેટલીક વેળાએ તેને લગતી પરીક્ષા થઈ ચૂકેલી છે. હું ૧૬ વર્ષનો હતો ત્યારે મહારાજાએ મને કામ શીખવવા માટે એક નાના પરગણાનો કારભાર સોંપ્યો હતો. ૭ મહિના પણ પૂરા થયા નહીં ત્યાં તો આખા પરગણામાં ઘોટાળો થઈ ગયો! જેટલી મહેસુલ વસુલ થવી જોઈએ તેટલી વસુલ થઈ નહીં. પ્રજા મને આશીર્વાદ દેવા લાગી ખરી; પરંતુ ગામે ગામના સરકારી નોકરો મારી વિરૂદ્ધ તકરારો કરવા લાગ્યા. રાજ્યદરબારમાંનું સમસ્ત મંડળ સમજી ચૂક્યું કે હું પ્રજાની બહુ જ દયા ખાઉં છું, જેને પરિણામે મારાથી રાજ્યવ્યવસ્થા સારી રીતે ચાલી શકનાર નથી. એ સમય પછી મહારાજા મને ક્ષુદ્ર જ લેખતા આવ્યા છે. તે હવે મારા તરફ જોતા જ નથી; અને કહે છે કે, 'આ કુલાંગાર રાયગઢવાળા કાકા વસંતરાયની માફક સિતાર વગાડતો વગાડતો, જ્યાં ત્યાં ફરશે અને રાજ્યને રસાતળ પહોંચાડશે!' આથી પ્રિયે! મને તો એમ લાગે કે अभिमानविहीनानां किं धनेन किमायुषा? અભિમાન વિનાના માનહીન પુરૂષોનાં ધન અને આયુષ્ય ઉભય વ્યર્થ છે!"

સુરમાએ યુવરાજને આશ્વાસન આપતાં કહ્યું, "પ્રિયતમ, સહન

કરો, ધીરજ ધરો. મહારાજા ગમે એટલા ખરાબ છે, પરંતુ તે તમારા જન્મદાતા પિતા છે, એ જ લક્ષમાં રાખો. ભલે હાલમાં રાજ્યવ્યવસ્થા અને માનસન્માનથી તેમણે તમને દૂર રાખ્યા છે; ભલે તેમની દૃષ્ટિમાં એ બે બાબતો સિવાય બીજું કશું નથી. ભલે તેમના હૃદયમાં પ્રેમને વાસ કરવાનું સ્થાન નથી, એમ છતાં પણ તેમની ઈચ્છાનુસાર જ્યારે રાજ્યવૃદ્ધિ થશે, ત્યારે તેમનું મન સ્વસ્થ બનશે. એ શુભ સમય જોવા માટે આપણે ધીરજ ધરવી ઘટે છે. તેમની આશા જ્યારે પરિપૂર્ણ થશે ત્યારે પ્રેમ, સ્નેહ, દયા, પિતૃભાવ આદિ સર્વ ગુણોને તેમના હૃદયમાં વિરામસ્થાન મળશે. ”

“ સુરમે ! તું બુદ્ધિમતી છે, દૂરદર્શિની છે, છતાં આ બાબતમાં તો તારી ભૂલ જ થાય છે. પ્રથમ તો, આશાનો કંઈ અંત જ નથી, અને રાજ્ય જેમ જેમ વૃદ્ધિ પામતું જશે તેમ તેમ મહારાજા મને વધારે ને વધારે અયોગ્ય ગણશે, એવી મને ખાત્રી છે. ” યુવરાજે ઉત્તર આપ્યો.

સુરમાની પોતાની સમજમાં કાંઈ ભૂલ નહોતી છતાં તેણે પોતાની ચૂક માની લીધી. જ્યાં વિશ્વાસ છે ત્યાં બુદ્ધિબળ બહુવાર ટકતું નથી. કુમારનાં વચન ઉપર તેને દૃઢ વિશ્વાસ હતો અને તેથી જ તેણે પોતાની બુદ્ધિ વિશેષ વાપરી નહિ. યુવરાજ જે કંઈ કહેતો હતો તે સત્ય હતું એમ તેણે સ્વીકાર્યું.

“ કોઈ કોઈ વખત અહિંના લોકોનું અપમાન સહન નહિ થઈ શકવાથી હું કાકાશ્રી પાસે જાઉં છું, રાયગઢમાં મને કંઈક ઠીક લાગે છે. ત્યાં હું છૂટથી ફરીહરી શકું છું. ખુશીથી ફાવે તે બાગમાં કે ગમે તેના ઘરમાં જાઉં છું. અહિંની માફક ત્યાં રાત્રિદિન દરબારી પોષાકમાં જ રહેવું પડતું નથી. ત્યાં શોક અને કલેશનું તો નામ જ નથી; કારણ શોક અને દુઃખને તો ત્યાંથી દેશવટો જ દેવામાં આવેલો

છે. ગાનતાન વગેરેથી ત્યાં ચારે દિશાઓ રમણીય લાગે છે. આનંદ, ઉત્સાહ, મૈત્રિ અને શાંતિ એ સર્વ તે સ્થળે વાસ કરી રહ્યાં છે. હું રાજપુત્ર છું, એ વાત ત્યાં જતાં જ હું વિસરી જાઉં છું. ત્યાંનું વર્ણન કરવામાં કેટલાયે દિનો વહી જાય, પણ હા! મને ત્યાંની ફક્ત એક જ વસ્તુની સ્મૃતિ છે. તે દુષ્ટ કૃત્ય હું કોઈ કાળે પણ વિસરીશ નહિ, ૧૮ વર્ષની વયે હું કાકાશ્રીને ત્યાં હતો ત્યારે વસંત ઋતુના દિવસ ચાલતા હતા. જ્યાં ત્યાં બાગબગીચા, અને કુંજવનો હરિયાળાં દીસતાં હતાં. આમ્ર વૃક્ષ પરથી કોકીલ અને બપૈયા પોતાના મધુર સંગીતની લ્હાણુ જગતને આપી રહ્યાં હતાં. એવા સમયમાં એક દિવસ કુંજવનમાં રૂક્મિણી સાથે મારૂં સંમિલન થયું."

સુરમા વચ્ચે જ બોલી ઉઠી, "એ મેં ઘણી વખત સાંભળ્યું છે."

યુવરાજ: "છતાં એક વાર પુનઃ શ્રવણ કર. એકાદ વાત કોઈ વખતે મનમાં પેઠી તો પછી કેમે કરીને તે પાછી નીકળતી નથી; તે વાત મનમાંથી બહાર કાઢવાનો યત્ન ના કરીએ તો આપણું કાળજું જ નીકળી જાય છે, દાહ પ્રકટાવે છે. હજુ પણ તારી આગળ તે વાત કહેતાં મને શરમ ઉપજે છે. જે દિવસે મને આ મારૂં અધમ કૃત્ય કહેતાં શરમ નહિ ઉપજે, મારા જીવને દુઃખ નહિ થાય, તે દિને હું એમ માનીશ કે હું પાપથી છૂટચો, મારા પાપનું પ્રાયશ્ચિત મને મળ્યું; અને ત્યારે જ મારા મનની વ્યગ્રતા દૂર થઈ શકશે."

"પ્રાણનાથ, પ્રાયશ્ચિત કેવું? તમે પાપ જ ન કર્યું હોય તો પછી તેનું પ્રાયશ્ચિત શેનું? હું તમારૂં હૃદય સારી રીતે ઓળખું છું. તે શુદ્ધ છે, નિર્દોષ છે, પાપનો સ્પર્શ માત્ર તેને થયો નથી; તે કૃપાળુ અંતર્યામી શું તમારૂં પવિત્ર હૃદય નથી ઓળખતા?"

"રૂક્મિણી મારાથી ત્રણેક વર્ષ મોટી હતી. તે વિધવા હતી. તેનું કોઈ સગુંવહાલું નહોતું. કાકાજીની તેના ઉપર કૃપા હતી. તે

પોતાના દિવસો સુખેથી કાઢતી હતી. મને ફસાવવાને તેણે કેમ અને કેવી ચતુરાઈ વાપરી તે તો કાંઈ યાદ નથી. મધ્યાહ્નનો સમય હતો. તાપ અને ઉકળાટ એટલાં તીવ્ર હતાં કે સારૂંનરસું સમજવાની મારામાં શુદ્ધિ નહોતી. આખું જગત પ્રજ્જવલિત થઈ ગયેલું હોવાથી મારી વિચારશક્તિ કોણ જાણે નાશ પામી હતી. અતિશય ગરમીને કારણે મારે મગજે લોહી ચઢ્યું હોય એવી મારી સ્થિતિ તે વખતે થઈ ગઈ હતી. રસ્તો સીધો છે કે વાંકો, સ્થલ ઉંચું છે કે નીચું; દિશા પૂર્વ કે પશ્ચિમ તેનો કોઈ પણ તફાવત મને જણાતો નહોતો. ત્યાર પહેલાં કે પછી મારા મગજની આવી સ્થિતિ મેં કોઈ દિવસ અનુભવી નથી. મને આમ ચિતભ્રમ કરવામાં પ્રભુનો શો ઉદ્દેશ હશે તે કાંઈ કળી શકાતું નથી. એક પળમાં આખા જગતે આ દુર્ભાગીને અધમતાના વમળમાં ખેંચ્યો!—રે હડસેલી દીધો! અરેરે, પ્રભુ, મેં એવો તે તારો શો અપરાધ કર્યો હતો કે એક પળમાત્રમાં મારી પવિત્રતાનો તેં નાશ કરી નાંખ્યો? ક્ષણમાં દિવસની રાત્રિ કરી! મારા વિમલ હૃદયમાં દુષ્ટતાની છાપ પાડી!” રાજકુમાર વધારે બોલી શક્યો નહીં. તેના મુખ ઉપર જાણે વિદ્યુતનો પ્રવાહ પડ્યો ન હોય તેમ તે મુખ કાળું પડી ગયું.

તેની પત્ની બોલી: “હવે તો એ વાતનો અંત જ આણો. તે બંધ ન કરો તો તમને મારા સમ છે.”

થોડીક વાર તો યુવરાજ સ્તબ્ધ રહ્યો પણ પછી બોલ્યો: “શું કહું? જેવો મારા ચિત્તનો વેગ શાન્ત પડ્યો, જેવો મને પહેલાંની માફક જ સર્વ વસ્તુનો ભાવ થવા લાગ્યો, જેવું મને જણાયું કે, સ્વપ્નમાં લાગે છે તેવું આ જગત્ નથી, પણ પ્રકૃતિનું કાર્યક્ષેત્ર છે, તે સમયે જ મારી અવસ્થા શી થઈ, એ હું તને નથી કહી શકતો. હું ક્યાં હતો અને ક્યાં જઈ પડ્યો! સેંકડો, હજારો, અરે લાખો કોશ દૂર જાણે અંધ તમસમાં હું ઝીંકાયો ન હોઉં એમ

રવડી પડ્યો! મને ધિક્કાર છે!" નિશ્વાસ મૂકી, યુવરાજે પુનઃ ચલાવ્યું: "કાકાશ્રી મને વારંવાર બોલાવતા પણ તેમને મારું મોઢું બતાવી શકવાની હિંમત મારામાં નહોતી અને ત્યારથી જ રાયગઢ મેં પડતું મૂક્યું છે. મેં ત્યાં જવાનું તજી દીધું છે, પરંતુ તેથી શું કાકાજીને મારા વિના ચેન પડી શકે? તેઓ મને વારંવાર ત્યાં બોલાવે છે, પણ મને હવે એટલો તો સંકોચ લાગે છે કે, હું ત્યાં જતો જ નથી. જ્યારે હું ત્યાં જતો નથી ત્યારે તેઓ પોતે મને તેમ જ વિભાને મળવા અહીં આવે છે. તેમને એમાં કોઈ જાતનાં અપમાન કે ક્લેશ થતાં નથી. અમને જોઈને તેઓ પ્રસન્ન થાય છે; અમને દેખીને તેમને આનંદ અને સંતોષનો અનુભવ થાય છે; અને તેથી જ ખાસ કરીને અહીં આવે છે અને એકાદ બે દિવસ રહી પાછા જાય છે." આટલું બોલી યુવરાજે એક પ્રેમપૂર્ણ દૃષ્ટિ સુરમા તરફ ફેંકી.

સુરમા મનમાં ગણગણી: "જોઉં તો ખરી કે હજી પણ તેમના શા ઉદ્ગાર નીકળે છે?"

યુવરાજની અને તેની નજર એકતાર થતાં તેણે પોતાનાં નયન નીચાં ઢાળ્યાં. યુવરાજે પોતાના ઉભય કરથી એનું વદન કમળ ઉંચું કર્યું, તે છેક જ તેની અડોઅડ જઈને બેઠો. તેનું મસ્તક પોતાના સ્કંધ પર સ્થાપિત કરીને સ્નેહભાવથી સુરમાએ પૂછ્યું: "પછી શું બન્યું?"

"પ્રિયે! પછી શું બન્યું તે તારું આ હસતું નાજુક કમળ જેવું મુખ જોઈને કહું છું કે, પછી બુદ્ધિ વિકસિત કરનાર, શાંત ભાવનાથી પૂર્ણ, હસિત, પ્રેમમય અને પ્રસન્ન એવા એક મુખચંદ્રનો ઉદય કોઈક સ્થળેથી થયો—તેણે મારા અંધકારનો નાશ કર્યો, મને તો આશા પણ નહતી કે ગાઢ તમસ દૂર થશે. પ્રિયે! તું જ મારો

આશા, તુંજ મારી જીવન દેવી, તુંજ મારી ઉષા અને તારા સંયોગથી તેં મારૂં જીવન ઉજાળ્યું, તું ન હોત તો ? પ્રિયે, તને તો ધન્ય જ છે કે, મારૂં અજ્ઞાન તે દૂર કર્યું" અને આટલું બોલતાં બોલતાંમાં તો વારંવાર સુરમાનો હાથ પોતાના હાથમાં દાબતાં; તેના શ્યામલ કેશકલાપ ઉપર હરઘડીએ સ્નેહથી હાથ ફેરવતાં, વિશુદ્ધ પ્રણયીઓના પ્રાથમિક લક્ષણ રૂપ મધુરૂં અને કોમળ ચુંબન યુવરાજે તેને કરી લીધું. સુરમા પ્રત્યેની પોતાની કૃતજ્ઞતા પ્રદર્શિત કરી હોય એમ તે જોઈ રહ્યો.

સુરમાનાં નેત્ર પ્રેમાશ્રુથી ભરાઈ ગયાં.

યુવરાજ બોલ્યો: "આટઆટલા સમયમાં મને આજ મારા જીવનનું આંતર્ રહસ્ય સમજાયું. 'હું મૂર્ખ નથી' એવું તારૂં કથન મને સત્ય ભાસે છે. તારાં વેણુ ઉપર મને પૂર્ણ વિશ્વાસ છે. મારી બુદ્ધ એક સાંકડી અને નાની સરખી અંધારી ગલીના જેવી નહીં, પણ એક રાજમાર્ગ જેવી સ્વચ્છ અને વિશાળ છે, એવું તેં અત્યારે કહ્યું ત્યારે જ મેં જાણ્યું. બાકી, પ્રથમ તો, મને પોતાને મારા વિષે હલકો વિચાર હતો – મને લેશમાત્ર આત્મવિશ્વાસ ન હતો. અને તેથી હું આજ સુધી મને પોતાને તુચ્છ ગણી, મારી પોતાની જ અવજ્ઞા કરતો. કિંચિત્પણ કાર્ય કરવાનો ઉત્સાહ મને થતો નહીં. એક કાયર-જનની માફક – પશુ માફક જડવત્ કાળ વ્યતીત કરતો. પણ આટલા સમય પછી આજ મને કંઈ ભાન થયું કે હું પણ કંઈક છું – કેવળ માટીનું પૂતળું જ નથી. આટલા દિવસ હું અંધારા કૂપમાં પડેલો હતો. મને આજ તેં પ્રકાશમાં આણ્યો છે. મારા જીવનમાં જ્યોતિ પથરાઈ છે. હવે મને જે યોગ્ય જણાશે તે હું અવશ્ય કરીશ. મારો તારા પર તો સંપૂર્ણ વિશ્વાસ છે જ, પણ મારા પોતાના ઉપર પણ હવે મને વિશ્વાસ ઉત્પન્ન થયો છે. આ આત્મવિશ્વાસથી હવે હું કાંઈક પણ કરવાને શક્તિમાન થઈશ. સુરમે, જ્યારે તું મારા માટે

વિશ્વાસ ધરાવે છે, ત્યારે હું નિઃશંકપણે શા માટે મારો પોતાનો વિશ્વાસ ન કરૂં ? તારા આ માખણ જેવા મૃદુ અને કોમળ શરીરમાં એ બળ ક્યાંથી આવ્યું ? કહે, કહે, આ બળ કે જેણે મને આજ આટલો બળવાન્ બનાવ્યો, જેના યોગથી, સુપ્રતાપથી, મારામાં આજ આત્મશ્રદ્ધા ઉત્પન્ન થઈ, તે બળ, પ્રિયે, તેં શી રીતે મેળવ્યું ? "

સુરમાએ પોતાના પ્રિયતમને પ્રેમથી દૃઢાલિંગન કર્યું. આત્મત્યાગ પૂર્ણ દૃષ્ટિથી તે પોતાના સ્વામીના મુખપ્રતિ જોઈ રહી; પરંતુ તેનાં નેત્રો સ્પષ્ટ જણાવતાં હતાં કે, "તમારા સિવાય મારૂં અન્ય કોણ છે, અને તમે અને હું ક્યાં દૂર છીએ ? તમે ને હું તે એકજ – આપણામાં ભેદ જ કેવો ?"

બાળવયથી જ યુવરાજનું અપમાન તેના સંબંધીમંડળમાં થતું આવ્યું હતું, પણ તે મૂંગે મોઢે સહન કરતો. હાલમાં તે પ્રશાંત રાત્રિને સમયે પોતાનું દુઃખ પોતાની પ્રિય પત્ની સુરમા પાસે રડતો હતો અને કંઈક પોતાનો મનોવેગ ઓછો કરતો હતો.

ઉદયાદિત્યે પૂછ્યું: "સુરમે, આ પ્રમાણે કેટલા દિન ચાલશે ? એક પાસ રાજ્યદરબારમાં જ્યારે મારી આવી સ્થિતિ છે, ત્યારે અંતઃપુરમાં મારી સાવકી માતા તને હરનિશ સંતાપે છે ! દાસ દાસીઓ તારૂં સન્માન રાખતાં નથી. તે લોકોને ઠેકાણે લાવવા જેટલી પણ મારામાં હિંમત નથી અને હું મૂકતાથી સર્વ સહન કરૂં છું. પ્રિયે, તારો સ્વભાવ જરા ઉગ્ર છે પણ આત્મસંયમ વડે સહન કર. હું તને સુખ આપી શકતો નથી, મારાં આત્મજનો તારૂં અપમાન જ કરે છે, એ વિચારતાં તો મને એમ જ લાગે છે કે, તારૂં લગ્ન મારી સાથે ન થયું હોત તો ઠીક થાત."

સુરમા ઉત્તર દેતાં બોલી: "આમ તે શું બોલતા હશો, પ્રાણનાથ ? આ દિવસો જ મને સારા લાગે છે. જો સુખના દિવસો

હોત, તો આ સુરમા એક રમકડું બની હોત. મને તમારા તરફથી કંઈ પણ દુઃખ છે જ નહિ. તમારા સ્નેહીઓ તરફથી મને ત્રાસ થતો હશે, પણ હું તે મનમાં લાવતી નથી. આર્યાવર્તમાં સાસુઓ એવાજ મતની હોય છે કે વહુઓ સાથે હરનિશ કડકપણે કામ લેવું જોઈએ, આથી મારા અને સાસુજીના સંબંધ વિષે મને આશ્ચર્ય ઉપજતું નથી. એથી ઉલટું, મારૂં મન એટલું બધું દઢ થઈ બેઠું છે કે ખરેખર કોઈ મને કાંઈ ત્રાસ આપે છે તો તેથી મને લગીર પણ ખોટું લાગતું નથી. તમે મને તમારા દુઃખી દિવસોમાં આધારરૂપ ગણો છો પણ મને લાગે છે કે તેથી તમારા મનમાં હું કંટક રૂપ થઈ પડી છું. પતિ પોતાના સંબંધી હરનિશ વિચાર કરે એ લાભ ઘણી થોડી પ્રમદાઓના નસિબમાં હોય છે; પણ મને એક દુઃખ છે ખરૂં અને તે એજ કે મારાથી તમારાં સર્વ દુઃખમાં ભાગ લઈ શકાતો નથી."

યુવરાજ સ્થિરદષ્ટિએ સુરમાનું વદન નિહાળતો થોડીવાર સ્તબ્ધ બેસી રહ્યો. અને પછી બોલ્યો: "પ્રિયે, મને પોતાને દુઃખ થાય તેની પરવા નથી. મારાથી હવે સર્વ કાંઈ સહન થઈ શકે છે; કારણ હું હવે એવીજ રીતે ટેવાઈ ગયો છું, પણ મારે લીધે તારે આ બધું દુઃખ શાને ખમવું જોઈએ? ખરેખર, સાધ્વી સ્ત્રીને યોગ્ય એવું જ તારૂં આચરણ છે. મને કોઈપણ પ્રકારનું કષ્ટ ન પડે એ તું ખાસ ધ્યાનમાં રાખે છે. જ્યારે પણ મને કોઈ કારણથી ખેદ થાય છે ત્યારે તું અનેક પ્રકારનાં આશ્વાસન આપી મને શાંત કરે છે. પણ હું તારો પતિ છું–તારો રક્ષણકર્તા કહેવાઉં છું, છતાં પણ તને થતા અપમાનથી કિંવા તિરસ્કારથી મુક્ત કરવા હું સમર્થ નથી, એજ મને દુઃખદાયક લાગે છે! મારાથી તને કશું પણ સુખ દઈ શકાતું નથી! તારા પિતા શ્રીપુરાધીશ મારા પિતાની શ્રેષ્ટતા સ્વીકારતા નથી. આથી મારા વડીલ ક્રોધે ભરાઈ તારા પર રીસ કરી પોતાની મહત્તા માનતા હોય એવું લાગે છે. મારા પિતાએ પોતાના ઘરમાં તને પોતાની

પુત્રવધૂ તરીકે રહેવાનો અખત્યાર આપ્યો, છે તેજ વિશેષ છે એમ તેમનું સમજવું છે!"

થોડીવાર થોભી જઈને યુવરાજે આગળ કહ્યું: "આવા સંકુચિત વિચારના મારા પિતાને તું ક્ષમા કરી ઉદાર મન રાખે છે એ તારી કેટલી બધી મોટાઈ છે! આ પ્રકારની વસ્તુસ્થિતિ જોતાં, મારા મનમાં એક જ વિચાર આવે છે અને એજ કે, આ સર્વ જે છે તેનો ત્યાગ કરી કોઈ એકાંત સ્થળે તને લઈને ચાલ્યો જાઉં તો કેવું સુખ અને કેવી પરમ શાંતિ મળે? હું એકલો હોત તો ક્યારનોયે નીકળી પડ્યો હોત અને હજી પણ જાઉં એમ થાય છે, પરંતુ કેવળ એક તારી ખાતર હું જઈ શકતો નથી, તારા પ્રેમબંધને મને અટકાવી રાખ્યો છે!"

રાત્રિ પુષ્કળ વ્યતીત થઈ હતી. અંધકારમય આકાશપટમાં તારાઓ ચમકી રહ્યા હતા. સર્વત્ર શાન્તિ પ્રસરી રહી હતી. કિલ્લાના પહેરેગીરોની સર્વને જાગૃત કરનારી બુમો શ્રવણે પડતી હતી. સકળ જગત્ નિદ્રાદેવીના પાશમાં લપટાયું હતું. સર્વના ગૃહદ્વાર બંધ હતાં. એક બે ઘુવડ સિવાય કોઈ અન્ય પક્ષીનો અવાજ સંભળાતો નહતો. પણ તેજ વખતે ઉદયાદિત્યના શયનગૃહનું દ્વાર કોઈએ ખખડાવ્યું. કુમારે ઊઠીને તે ઉઘાડયું અને જોયું તો, બહાર વિભાવરી ઊભી હતી. તેણે પૂછ્યું, "વિભા. આટલી મોડી રાત્રે કેમ આવવું થયું? શું કાંઈ માઠા સમાચાર છે?"

વિભા યુવરાજની નાની બહેન થતી હતી. તે બોલી: "શું કહું? સર્વનાશ થયો!"

કુમાર અને સુરમા બન્ને ગભરાયાં અને પૂછવા લાગ્યાં: "શું થયું? સર્વનાશ કેવી રીતે?"

થર થર કંપતી વિભાએ ધીમે સાદે કાંઈક કહ્યું. તે બોલતાં બોલતાંજ રડી પડી અને રડતી રડતી બોલી, "ભાઈ, હવે શું કરીશું ?"

યુવરાજ બોલ્યોઃ "બહેન, રોવાથી કશું વળે એમ નથી. શાન્ત થા. હું હમણાં જ જાઉં છું."

વિભાએ કહ્યું: "ના ભાઈ, તું ન જતો."

કુમારે પૂછ્યું: "હું ન જાઉં તો પછી બાજી વધુ બગડી જશે."

વિભાએ કહ્યું: "પણ તું જઈશ તો પિતાજી તારા પર ગુસ્સે થશે."

સુરમાએ કહ્યું: "પણ વિભા બહેન, એ સંબંધી વિચાર કરવા ઓછા એ બેસી રહે એવા છે!"

સુરમાએ કહેલું ખરૂં પડ્યું, કેમકે વિભાના કહેવા ઉપર બિલકુલ લક્ષ ન આપતાં રાજકુમાર પોષાક સજી, કમ્મરે તરવાર લટકાવી, તૈયાર થયો. વિભા તેનો હાથ પકડી બોલીઃ "તું ન જા, ભાઈ! કોઈ બીજાને મોકલ. મારો જીવ ગભરાય છે – મને ભય લાગે છે!"

કુમારે કહ્યું: "બહેન, ગભરાઈશ નહીં. ગભરાવાનું કાંઈ જ કારણ નથી. નાહક મને જતો ન અટકાવ. હવે વિચાર કરવાનો સમય જ નથી."

તે શયનગૃહની બહાર નીકળ્યો.

વિભાએ સુરમાનો હાથ પકડી કહ્યું: "ભાભી, મને ઘણોજ ભય લાગે છે! પિતાજી જ્યારે આ વાત જાણશે ત્યારે શું થશે?"

"થવાનું શું હોય? અમારા પર થોડી જ તેમની પ્રીતિ છે?

અને જો થોડીઘણી હશે તો તે સમૂળી જશે! એટલું જ ને? પણ આ પ્રસંગે એ ગયા એ મને તો ઠીક જ લાગ્યું." સુરમાએ કહ્યું.

"નહી, નહી, ભાભી! મને તો બહુ જ ભય લાગે છે. વખતે પિતાજી ભાઈને પણ શિક્ષા કરશે તો?"

એક દીર્ઘ નિશ્વાસ નાંખી સુરમા બોલી: "વિભા બહેન, મને પૂર્ણ વિશ્વાસ છે કે જેનું રક્ષણ કરનાર આ જગતમાં કોઈ જ નથી તેનું રક્ષણ જગતજનની શ્રી ભવાની કરે છે." તે સ્તુતિ કરવા લાગી: "હે જગદંબે! તારાપર મારો દૃઢ વિશ્વાસ છે – તેનો ભંગ ન કરતી. મને તારો જ આશ્રય છે – તજી ન દેતી!"

## ૨

# મહારાજા અને મંત્રી

યશોહરના મહારાજા પ્રતિપાદિત્ય અને તેનો મંત્રી એકાંત ભવનમાં બિરાજેલા હતા; અને કેટલાક પ્રશ્નો ઉકેલતા હતા. તે વખતે મંત્રીએ પૂછ્યું:

“કૃપાળુ, એ કાર્ય કરવું ઉચિત છે?”

મહારાજાએ સામો પ્રશ્ન કર્યો: “કિયું કાર્ય?”

મંત્રી: “જેના સંબંધમાં ગઈ કાલે આજ્ઞા કરવામાં આવી છે તે—”

મહારાજાએ કંઈક ગુસ્સાથી પૂછ્યું: “કાલે શી આજ્ઞા અપાઈ હતી?”

“મહારાજાએ કહ્યું હતું કે, “યશોહર પધારતાં જ્યારે માર્ગમાં કાકાશ્રી વિશ્રાન્તિ લે, ત્યારે—”

મહારાજાએ મોઢું ફુંગરાવીને કહ્યું: "ત્યારે શું? જે હોય તે સત્વર કરી દો ને?"

"ત્યારે એ પઠાણે જઈ ને—"

"હં...પછી?"

"તેમનો વધ કરવો."

પ્રતાપાદિત્ય ખૂબ અકળાઈ ગયા: "દીવાનજી, તમે એક નાદાન બાળકની પેઠે કેમ વાત કરો છો, તેની મને સમજ પડતી નથી. તમારે જે કાંઈ કહેવાનું હોય તે એક સામટું જ કહી દો. કોઈપણ કાર્ય માટે વારંવાર સલાહ પૂછતાં તમને શરમ આવતી જોઈને મને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે! મને ભાસે છે કે, રાજ્યકારભાર ચલાવવાની હિંમત તમારામાં બિલકુલ રહી નથી. તમારી વૃદ્ધાવસ્થા થવાથી અંતની કાળજી કરવાના દિન હવે આવ્યા છે. તમે તમારૂં પદ ત્યાગ કરવાની રજા કેમ નથી માગતા?"

"મહારાજ, મારા પોતાના અભિપ્રાયને આપ ક્યારે લક્ષમાં લ્યો છો?"

"મેં બધો વિચાર કર્યો છે." મહારાજે દમામથી કહ્યું: "બધું ધ્યાનપૂર્વક વિચારી જોયું છે. તમારા કહેવાનો ભાવાર્થ હું સમજ્યો છું. તમારી ભીરૂતા એટલી બધી વધી ગઈ છે કે, 'મારે શું કરવું જોઈએ' એ વિષે તમે ખુલ્લો મત દર્શાવતાં યે ડરો છો. મારી ઈચ્છા એજ તમારૂં કાર્ય હોય હું જે કાર્ય કરવા ઈચ્છું અથવા કરવાની આજ્ઞા કરૂં તેનો તમારે અમલ કરવાનો જ હોય. મેં વિચારેલા પ્રત્યેક કાર્યમાં કાંઈક પણ મહત્વ રહેલું છે કે નહીં તેની તમને સમજ કેમ નથી પડતી? હું એકવાર ફરીથી કહી મૂકું છું કે, હું જે કાંઈ જાહેર કરૂં છું તે પૂરા વિચાર પછી જ હોય છે, ધર્માધર્મના વિચાર પછી જ

હોય છે. મારા તરફથી કોઈપણ કામ કરવાની આજ્ઞા અપાય તે તમારે પાળવી જ જોઈએ."

"ત્યારે મહારાજ હું—"

"સબૂર, મારું જરા સાંભળી લ્યો. હું આ કૃત્ય કરવામાં પ્રવૃત્ત થયો છું—એટલે કે મારા કાકાનો નાશ કરવા તત્પર બન્યો છું, તે કાર્યમાં તમારી પણ ઘણી સલાહ લીધી છે. તમને એમ લાગે છે કે, એમાં પાપ છે, પણ તેમ નથી. યવનોએ આર્યાવર્ત્તમાં ઘોર અત્યાચાર પ્રવર્તાવ્યો છે; સનાતન ધર્મ નષ્ટ થતો જાય છે; તેઓને રજપૂતો પોતાની કન્યાઓ પરણાવે છે; પણ હું સનાતનધર્મની પુનઃ સ્થાપના કરીશ. મારી આ પ્રતિજ્ઞા પૂર્ણ થવાને વિશેષ બળની આવશ્કતા છે. મારું એમ કહેવું છે કે, સમસ્ત દેશના સર્વ રાજા-મહારાજાઓએ મારી આજ્ઞાનું પરિપાલન કરી આ કાર્યમાં પ્રવૃત્ત થવું જોઈએ. પણ જે લોકો યવનોના મિત્રો છે, તેઓ આ કાર્યમાં અવશ્ય અંતરાયરૂપ થશે જ. માટે તે લોકોની પ્રથમથી જ ખબર લેવાવી જોઈએ. તેઓને પ્રથમથી જ યમસદને પહોંચાડવા જોઈયે, તે સિવાય મારો આ ઉદ્દેશ સિદ્ધ થનાર નથી. વસંતરાય મારા પૂજ્ય છે, વંદનીય છે, એ ખરૂં, પણ સત્ય કહેવામાં ડર શો? તેમણે યવનદાસત્વ સ્વીકાર્યું છે, તેથી હું તેમની સાથે સબંધ રાખવા ઇચ્છતો નથી. જેમ શરીરનો સડેલો ભાગ કાપી કાઢવામાં આવે છે, તેમ આ વસંતરાય કાકા રાયવંશનું સડેલું અવયવ છે. એ સડેલો ભાગ રાયવંશનુ કલંક, દૂર કરી, રાયવંશને અને સમસ્ત દેશને પવિત્ર બનાવવો એવી મારી અંતર્‌ની ઇચ્છા છે."

"એ સંબંધમાં તો મારી અને મહારાજાની વચ્ચે મૂળથી જ મતભેદ નહોતો."

"હતો અને હજુ છે. દીવાનજી, સત્ય કહેતા જાઓ. જ્યાં સુધી મારો અને તમારો મત એકજ ન થાય ત્યાં સુધી તમે તમારો

મત સ્પષ્ટપણે મને દર્શાવો. અચકાવાનું કાંઈપણ કારણ નથી. તમને જે સંદેહ થાય તે મને પૂછો. પણ તમારામાં જો એટલું પણ સાહસ ન હોય તો એમ જ સમજવું કે તમે હવે મંત્રીપદને યોગ્ય રહ્યા નથી. કાકાશ્રીનો ઘાત કરવો, તે એક મહાપાતકી કાર્ય છે, એવી તમારી માન્યતા છે. કેમ, હું સત્ય કહું છું કે નહીં? તમને એમજ ભાસે છે કે નહીં? હજુ પણ તમે વિચાર કરો કે જે પ્રમાણે પરશુરામે પિતાની આજ્ઞા થતાંવેંત પોતાની જન્મદાતા માતાનો વધ કરતાં લેશ પણ વિચારે ન કર્યો તે પ્રમાણે અધર્મનો જો અટકાવ થતો હોય તો મારા કાકાનો વધ કરવામાં મારે શા માટે હરકત ગણવી જોઈએ?"

ધર્માધર્મના વિષય વિષે જ મંત્રીને મહારાજ જોડે મતભેદ હતો; અને તેજ કારણે તેના પર પ્રતાપાદિત્ય ગુસ્સે થતો હતો એ તેની ખાત્રી હતી. પણ તે સિવાય બીજું પણ એક કારણ એવું હતું કે તે જો આજ જણાવવામાં ન આવે તો પરિણામ અનિષ્ટ આવવાનો સંભવ હતો; અને પરિણામનો વિચાર કરતાં કદાચ મહારાજા પોતાની ઉપર અપ્રસન્ન થશે એમ મંત્રીને લાગ્યું અને તેથી તે બોલ્યોઃ "મારો ઉદ્દેશ માત્ર એટલો જ છે કે, દિલ્હીશ્વર આ સમાચાર સાંભળી નાખુશ થશે."

મંત્રીનું ઉપર્યુક્ત ભાષણ સાંભળતાં જ મહારાજાના ક્રોધની સીમા ન રહી! ક્રોધાગ્નિ બળવા લાગ્યો; પોતાનું શિશ ધુણાવતો તે બોલ્યોઃ "દિલ્હીશ્વર નારાજ થશે! તે નારાજ થશે તો શું થઈ જવાનું હતું? દિલ્હીપતિ કાંઈ ઈશ્વર નથી કે તે અપ્રસન્ન થાય તેથી મારે કર્તવ્ય-વિમુખ બનવું? તેની અપ્રસન્નતાની ભીતિ રાખનારા કાયર પુરૂષો ઘણા છેઃ માનસિંહ, બિરબલ, અમારા કુળકલંકી કાકા વસંતરાવજી વગેરે. મને હવે ભાસે છે કે, તમો પણ તેજ પંથના છો; પણ તમારે બીજાને તેવા લેખવા જોઈતા નથી, સમજ્યા?"

"મહારાજ, દિલ્હીપતિના ક્રોધની મને કિન્ચિન્માત્ર ભીતિ નથી; પણ જ્યારે તે ક્રોધનું પરિણામ અસિઓ ઉછળવામાં આવે ત્યારે તેની થોડીઘણી ભીતિ તો અવશ્ય રહેજ. બાદશાહ સાથે વેર બાંધતાં પહેલાં, કંઈ નહિ તો પચાસ હજાર શૂરા સૈનિકો આપણી પાસે તૈયાર હોવા જોઈએ."

પ્રતાપાદિત્યથી મંત્રીના આ કારણનો ઉત્તર તુર્ત તો દેવાઈ શક્યો નહિ. તથાપિ થોડીવાર પછી તે બોલ્યો: "દીવાનજી, દિલ્હીશ્વરનો ભય બતાવી મને ઉત્સાહભંગ કરવાનો પ્રયત્ન ન કરો. હું તેમાં મારૂં માનભંગ થતું ગણું છું."

"કૃપાળુ, વળી પ્રજા એ વૃત્તાંત જાણશે, તો તેની ઉપર શી અસર થશે તેનો પણ આપે પહેલેથી જ વિચાર કરી રાખવો ઘટે છે."

"પ્રજા જાણશે ત્યારે ને ?"

"એ વૃત્તાંત દીર્ઘ કાળપર્યન્ત ગુપ્ત રહી શકશે નહીં અને જ્યારે તેનું ઉદ્‌ઘાટન થશે ત્યારે આપણા રાજ્યની સમસ્ત પ્રજા આપણી વિરોધી બનશે. જે હેતુથી આપે આ કાર્ય કરવાનું ઉચિત વિચાર્યું છે તે હેતુ સફળ ન થતાં વિપરીત પરિણામ થવા સંભવ છે."

"દીવાનજી, પુનઃ હું તમને સ્મરણ કરાવું છું કે, જે કંઈ પણ કાર્ય હું કરવા ધારૂં છું તે પૂર્વે હું પૂર્ણ વિચાર કરી જોઉં છું. હું કંઈ પણ કરવામાં પ્રવૃત્ત થયો ત્યાં તો તમે મને નિરૂત્સાહી બનાવો છો ! એમ ન કરો, સમજ્યા ? મેં તમને દીવાનપદે નીમ્યા છે, તે કંઈ મારા કાર્યમાં અંતરાય રૂપ થવા નહીં, એ તમારે જાણવું જોઈએ."

મંત્રી બિચારો સ્તબ્ધ થઈ ગયો. મહારાજાએ તેને બે આજ્ઞા સંભળાવી હતી. જ્યાં મતભેદ હોય ત્યાં તે સ્પષ્ટપણે જાહેર કરવો એ પ્રથમ અને તેની સામે વિરૂદ્ધમત પ્રદર્શિત કરી તેના ઉત્સાહમાં ભંગ

ન કરવો એ દ્વિતીય. આવી બે પરસ્પરવિરોધી આજ્ઞાઓનું એકીકરણ કિયે પ્રકારે કરવું તેની તેને સમજ પડી નહીં. ઘણા સમય પર્યન્ત વિચાર કર્યા પછી તે બોલ્યો:

"મહારાજ, દિલ્હીશ્વર—"

પ્રતાપાદિત્ય વચ્ચે જ બોલી ઉઠ્યો: "વળી દિલ્હીશ્વર! દીવાનજી, દિવસમાં જેટલો સમય દિલ્હીશ્વરનું સ્મરણ કરો છો તેટલો સમય જો પરમાત્માનું સ્મરણ કરો તો પરલોકમાં નિશ્ચય તમને સદ્દગતિ પ્રાપ્ત થાય; મેં ધારેલું કાર્ય જ્યાં સુધી પૂર્ણ થયું નથી ત્યાં સુધી તમારે દિલ્હીશ્વરનું નામ મોંમાંથી બહાર ન કાઢવું. જ્યારે આજે બે વાગે આ કાર્ય સફળ થયાની ખબર મળે ત્યારે દિલ્હીશ્વરના નામનો તમારે જોઈએ તેટલો જાપ જપી તમારી હોંસ પૂર્ણ કરવી! પણ ત્યાં સુધી તમારા મનને રોકી રાખો."

મંત્રીએ પુનઃ મૌન ધારણ કર્યું. દિલ્હીશ્વરનું નામ ન લેતાં તે બોલ્યો "મહારાજ, કુમારશ્રી—"

"દિલ્હીશ્વર પત્યો! પ્રજા પતી! હવે આ એક નાદાન બચ્ચાના ભયનું કારણ શોધી કાઢ્યું!"

"મહારાજ, મારા કહેવાનું તાત્પર્ય સમજ્યા પહેલાં આપે કંઈ ભળતો જ અર્થ કર્યો."

પ્રતાપાદિત્ય ત્રાસી જઈને બોલ્યો: "ત્યારે તમે કહેવા શું માંગો છો?"

"રાજકુમાર કાલ રાત્રે ઘોડા ઉપર સ્વાર થઈ એકલા જ કોણ જાણે ક્યાંક ગયા છે તે અદ્યાપિ પાછા ફર્યા નથી."

પ્રતાપાદિત્યે ઉગ્ર સ્વરે પૂછ્યું: "તે કઈ દિશામાં ગયો છે?"

"પૂર્વ દિશા તરફ."

રાજા કાંઈક વિચારગ્રસ્ત થતાં બોલ્યો: "ક્યારે ગયો?"

"મધ્ય રાત્રે."

"શ્રીપૂરના જમીનદારની કન્યા હજુ અત્રે જ છે કે?"

"હા મહારાજ."

"તેને કેમ કોઈએ હજી કહ્યું નથી કે તું તારે પોતાને પિયર જઈને રહે, એ જ ઠીક છે!"

મંત્રીએ કાંઈ ઉત્તર આપ્યો નહિ.

"ઉદય યુવરાજપદ માટે તદ્દન અયોગ્ય છે. તે બાળપણથી જ પ્રજા જોડે ભેળાવા અને મસલત કરવા લાગ્યો હતો. મારૂં સંતાન આવું નીવડશે એવી કોને ખબર હતી? શું સિંહબાળને સિંહ થવાની અપેક્ષા હોતી નથી? કિંવા તેને શું સિંહત્વ શીખવવું પડે છે! પણ ના, नराणां मातुल क्रमः! એ વાક્યાનુસાર તેનામાં માતૃપક્ષના સ્વભાવનો આવિર્ભાવ થયલો જણાય છે! ઉપરાંત તેનું લગ્ન શ્રીપૂરની જે રાજ-કન્યા સાથે થયું છે, તેનાથી પણ તેનો અધઃપાત થયો છે! તે દયાળુ જગદીશ્વર મારા કનિષ્ટ પુત્રને રાજ્યભાર સહેવાને યોગ્ય કરે તો અંત સમયે રાજ્ય વિષય સંબંધી કશી ચિન્તા રહે નહીં! કુમાર પાછો ફર્યો કે નહીં?"

"ના, મહારાજ" મંત્રીએ જવાબ આપ્યો.

ભૂમિપર પાદપ્રહાર કરીને પ્રતાપાદિત્ય બોલ્યો: "કોઈ સૈનિક તેની સાથે કેમ ગયો નહીં?"

"તેમની કોઈને સાથે લેવાની ઇચ્છા નહોતી."

"તો ગુપ્ત રીતે તેની પાછળ કોઈએ જવું હતું ને?"

"તેમના પ્રસ્થાન વિષે કોઈને પણ કોઈ જાતનો શક પડત તો તે જરૂર તેમ કરત જ."

"વાહ, દીવાનજી, તે લોકોએ જે કર્યું તે યોગ્ય છે એમ મારા મન ઉપર ઠસાવવાનો તમારા આ પ્રયાસ શું હું નથી સમજી શકતો એમ તમે ધારો છો? પહેરેગીરોની આ બાબતમાં ઘણી મોટી ભૂલ થઈ છે. તે સમયે મુખ્ય દરવાજા ઉપર કોણ હતું? અત્યારે ને અત્યારે તેને અત્રે બોલાવી મંગાવો. પહેરેગીરની ગફલતથી જો મારૂં કાર્ય નિષ્ફળ નીવડયું તો એટલું નિશ્ચયપૂર્વક માનજો કે હું સર્વની બરાબર ખબર લઈશ. સર્વનો નાશ કર્યા વિના હું રહેનાર નથી. આ કાર્યમાં તમારી જવાબદારી ઓછી છે એમ સમજશો જ નહીં. તમે મારા કામમાં વિઘ્નો જ ઉપસ્થિત કરો છો. આ પણ તમારૂં તોફાન હોવું જોઈએ. અન્ય કોઈનું આ કામ નથી."

મહારાજાએ પહેરેગીરને બોલાવવા આજ્ઞા આપી. પછી કંઈક સમય બાદ ગંભીર વદને મંત્રીને પૂછ્યું: "દિલ્હીશ્વર વિષે તમે શું કહેતા હતા?"

"આપની વિરૂદ્ધ દિલ્હીશ્વર સમીપ ફરિયાદ થઈ છે, એમ સાંભળ્યું છે."

"કોણે કરી? યુવરાજ ઉદયે કે બીજા કોઈએ?"

"નહીં મહારાજ, એમ તે હોય? કોણે કરી તેનું નામ અદ્યાપિ અમે જાણી શકયા નથી!"

"કોઈ પણ હોય, તેની ચિન્તા કરવાની જરૂર નથી. દિલ્હીશ્વર બાબત વિચાર કરવો, એ મારૂં પોતાનું કામ છે. મારો દઢ નિશ્ચય છે કે, તેને જ શિક્ષા કરવી. પણ પેલા બે પઠાણ કેમ હજુ આવ્યા

નહીં ? ઉદય પણ હજુ કેમ પાછો ફરેલો જણાતો નથી ? પહેરેગીરને બોલાવવા મોકલ્યાને પણ ઘણો સમય થઈ ગયો. કોઈને પણ મોકલી તેઓને તુર્તજ હાજર કરો."

પ્રધાન વિચારવા લાગ્યો: "ખરેખર, બિચારા વસંતરાય કાકા આ રાજા ઉપર કેટલો બધો સ્નેહભાવ રાખે છે? તેને કેટલા બધા ચાહે છે ? પોતે કેટલા બધા નિઃસ્વાર્થી છે ? પરંતુ તે છતાં મહારાજાને તેમને માટે વાંકુજ વસ્યું છે ! જેઓ ભલા હોય છે તેમને પણ દુઃખ પડે છે, એ વિધિની એક વિચિત્રતા છે."

૩

## સંરક્ષણની પ્રતિજ્ઞા

યુવરાજ એક સરલ પરંતુ વિશાળ માર્ગેથી અશ્વને ત્વરિત ગતિએ દોડાવતો જતો હતો. રાત્રિ અંધારી હતી પણ માર્ગ ઉત્તમ, પહોળો તથા સપાટ હોવાથી તેને કોઈ જાતનો પ્રતિબંધ નડયો નહીં. શાન્ત રાત્રિને સમયે ઘોડાનાં પગલાંના અવાજનો પ્રતિધ્વનિ ચારે દિશામાં ફેલાઈ રહેતો હતો. વચમાં કોઈ કોઈ વાર કુતરાં ભસતાં સંભળાતાં હતાં. એક વિશાળ સરોવર સમીપ વૃક્ષનાં જૂથ એવી રીતે આવેલાં હતાં કે જાણે ભૂતોનું યુથ હોય એવો વટેમાર્ગુને ભય ઉપજે. કંસારીઓનો કિરકિરાટ અત્યારે સર્વ દિશાઓમાં સંભળાઈ રહ્યો હતો; એક પણ પથિક દૃષ્ટિગોચર થતો નહતો; માત્ર અસ્થિ અને ચર્મ જ અવશિષ્ટ રહેલાં એવો કોક ભિક્ષુ માર્ગના વૃક્ષ તળે નિદ્રાધીન સ્થિતિમાં જણાતો હતો; પાંચ કોશ દૂર ગયા પછી યુવરાજને અશ્વની ગતિ પ્રથમ કરતાં કાંઈક મંદ કરવી પડી. કારણ

દિવસના ભાગમાં વર્ષા વરસેલી હોવાથી કાદવ કિચ્ચડવાળો માર્ગ આવ્યો. અશ્વ હવે શ્રમિત થયો હતો. તે શ્વાસોશ્વાસ કાઢતો હતો. તેના મોંમાં ફીણ આવી ગયાં હતાં. તેનાં સર્વાંગ પરસેવાથી તરબોળ થઈ ગયાં હતાં અને ઉપર્યુક્ત શ્વાસોશ્વાસની ક્રિયાથી તેનું પેટ ફુલી જતું હતું. કેટલાંએ જળાશય, કેટલાંયે ક્ષેત્ર, કેટલાંએ મેદાનો અને વૃક્ષયૂથ વટાવ્યાં. પછી યુવરાજ રાજમાર્ગ પર આવી પહોંચ્યો છતાં આસપાસ દૃષ્ટિ કરતાં કોઈપણ ગ્રામ કિંવા મનુષ્યવસતીનાં ચિહ્ન જણાતાં ન હતાં અને સવિશેષ માર્ગ અવશિષ્ટ હોય એમ લાગતું હતું. તેણે પોતાના અશ્વને વાયુવેગે દોડાવવા માંડયો. અશ્વનું નામ "સુગ્રીવ" હતું. યુવરાજે એ નામે તેને સંબોધી તેની ગર્દન થાબડી તેને ઉત્સાહિત કર્યો.

અશ્વે ઉત્તેજિત બની, કર્ણ ફફડાવી, પોતાની ગર્દન ઝુકાવી. તેણે એકવાર પોતાના સ્વામી તરફ મોં ફેરવ્યું અને એક ખૂંખારા સાથે ડોકું ઉંચું કરતો, અતિવેગથી દોડવા લાગ્યો. અશ્વની ગતિ એટલી તો ત્વરિત હતી કે બાજુનાં વૃક્ષો પણ પાછળ જતાં હોય એવો કુમારને ભાસ થતો હતો. આકાશ તરફ નજર કરતાં આકાશની અંદરનો ઉલ્કાસમૂહ ઉડતા આગીઆ સમાન જણાતો. વાયુ તેના કર્ણ પાસે "સૂં સૂં" શબ્દ સમેત સંચરી રહ્યો હતો. કંઈક સમયે યુવરાજ એક ગામની ધર્મશાળા સમીપ આવી પહોંચ્યો.

આ ધર્મશાળામાંજ વસંતરાય તે દિવસે વિશ્રાન્તિ લેનાર હતા. યુવરાજ તે સ્થળે પહોંચ્યો ત્યારે ત્રણ પહોર રાત્રિ વ્યતીત થઈ હતી. તે અશ્વ ઉપરથી નીચે ઉતર્યો અને તેજ વખતે અશ્વ જમીન પર પટકાઈ પડયો. તે એટલો તો શ્રમિત થયો હતો કે પુનઃ તે ઉઠવાજ પામ્યો નહીં! યુવરાજે તેની પીઠ થાબડી, ઘણીએ વાર તેનું મોઢું ઉંચું કરી "સુગ્રીવ, સુગ્રીવ," એમ સંબોધન કરી તેને બોલાવ્યો; પણ અફસોસ! તે જરાયે સળવળ્યો નહીં. સ્વામીસેવા બજાવતાં, તે

ઉમદા અને વફાદાર પ્રાણીના પ્રાણ નીકળી ગયા હતા ! યુવરાજે એક દીર્ઘ નિશ્વાસ નાંખ્યો. તેને ત્યાંજ પડતો મૂકી તેણે ધર્મશાળાનો દરવાજો ખખડાવ્યો.

દરવાજો કેટલીકવાર ઠોકયા છતાં પ્રથમ તો ત્યાંના વ્યવસ્થાપકે તે ઉઘાડયો નહી, પણ ઘણીવાર પછી તેની ઉપરની મેડીની એક બારીમાંથી કોઈકે ડોકું બહાર કાઢયું અને પૂછયું: " એ કોણ છે, આટલી મોડી રાતે કોણ ત્રાસ આપે છે ? " બારીમાંથી જોનારને એટલું તો જણાયું કે દ્વાર ઠોકનાર કોઈ શસ્ત્રસજ્જ તરૂણ હતો.

યુવરાજે ઉત્તર આપ્યો: ' અમુક તપાસ કરવી છે માટે દ્વાર સત્વર ઉઘાડો. "

બારીએ ઊભેલા મનુષ્યે કહ્યું: " ચોકસી તો જે હશે તે બહારથી પણ થઈ શકશે. "

" રાયગઢના મહારાજા વસંતરાય અત્રે છે કે ? "

" આજ સાયંકાળે તેમના આગમનની રાહ જોવાતી હતી, પણ યદ્યપિ તેઓશ્રીનું પધારવું થયું નથી. "

યુવરાજે પોતાના હસ્તમાં બે રૂપિયા ખખડાવતાં કહ્યું: " આ લ્યો. " બારીમાં ઊભેલો મનુષ્ય નીચે આવ્યો. તેણે રૂપિયા લીધા અને નમન કર્યું. યુવરાજે કહ્યું: ' હું એકવાર આ ધર્મશાળામાં બધે ફરી આવું ને જોઉં કે અત્રે કોણ કોણ ઊતર્યા છે ? "

બારીએથી જવાબ આપનાર મનુષ્ય કે જે આ સ્થાનનો રક્ષક હતો તેને આ ઉપરથી સંદેહ પ્રગટ થયો અને તેણે કહ્યું: " નહીં મહારાજ, એમ તો બનશે નહીં. "

યુવરાજે કંઈક જુસ્સાથી કહ્યું: ' ખબરદાર, જો મારો અવરોધ કર્યો છે તો ? હું રાજ્યનો સરકારી અધિકારી છું. નાસી ગયેલાના શોધ માટે હું અત્રે આવ્યો છું. "

યુવરાજે અંદર પ્રવેશ કર્યો. તેને અટકાવવાની રક્ષકની હિંમત ચાલી નહિ. કદાચ ખિસ્સામાં પડેલા રૂપીઆના ભારથી તેમ થયું હશે ! ! યુવરાજે સમગ્ર ધર્મશાળામાં તપાસ કરી પરંતુ વસંતરાય કે તેનો નોકર કોઈયે જણાયું નહી. કોઈ પઠાણ પણ એ સ્થળે નહતો. એક સ્થાને કોઈ અપરિચિત બે સ્ત્રીઓ નિદ્રાવશ થયેલી હતી. યુવરાજ તેમની તરફ જતાં જ તે ગભરાઈને જાગૃત બની બેઠી થઈ. તે બેમાંની એક જે જુવાન જણાતી હતી તેણે યુવરાજને કહ્યું: " જાઓ, જાઓ, અહિં તે શું જોઈ રહ્યા છો ? " યુવરાજના મનમાં કાંઈ પાપ નહોતું પણ પોતાનો અધીરો સ્ત્રીસ્વભાવ દાખવ્યા વિના સ્ત્રીઓ રહે ખરી ?

યુવરાજ ત્યાંથી નીસર્યો અને માર્ગમાં ઊભો રહી વિચારવા લાગ્યો: " કાકાજી અહીં આવ્યા જ નથી એ એક રીતે ઠીક થયું છે. પણ કદાચિત્ કોઈ અન્ય સ્થળે તેઓ ઊતર્યા હોય તો ? આ દુષ્ટો તેમની પૂંઠે પડયા વિના રહેનાર નથી. " આ વિચાર આવતાં જ તેના મનમાં કંઈક ભીતિ ઉત્પન્ન થઈ.

પરંતુ તે કાયર પુરૂષ નહતો. તેણે આગળ ચાલવા માંડયું. ગમે તે થાવ પણ કાકાને શોધી તેમને બચાવવાના કાર્યમાં હું જરાકે પાછી પાની કરનાર નથી. એમ વિચારતાં થોડેક દૂર ગયા પછી તેને સામેથી કોઈક સ્વાર આવતો જણાયો. ઘોડેસ્વાર ઘણો જ નિકટ આવી લાગતાં યુવરાજે પૂછ્યું: ' કોણ રતન કે ? ' તે સ્વાર તુર્ત અશ્વ ઉપરથી ઉતર્યો અને યુવરાજને પ્રણામ કરી બોલ્યો: " હા, મહારાજ, પણ આટલી રાત્રિયે આપ એકલા શા વાસ્તે ! "

"તે વૃત્તાંત પછીથી કહીશ; પણ પ્રથમ કહે, કાકાશ્રી ક્યાં છે?"

"તેઓશ્રી આજે આ ધર્મશાળામાં વિશ્રાંતિ લેનાર હતા."

"શું કહે છે! ત્યાં તો તેઓશ્રી નથી."

રતન ગભરાયો. તે બોલ્યોઃ "મહારાજે પોતાના ત્રીસ સેવકો સહિત આજે જ રાયગઢથી પ્રયાણ કર્યું છે. મારે કાંઈ કામ હોવાથી હું પાછળ રહ્યો હતો. તેમણે અત્રે જ થોભવાનો વિચાર દર્શાવ્યો હતો."

યુવરાજે કહ્યું, "મને તારો અશ્વ આપ, હું કાકાજીને શોધવા જાઉં છું; તું મારી પાછળ પગપાળો આવ."

૪

## સરલ હૃદયનો વિજય

માર્ગના એક શાંત સ્થળે એક ઉચ્ચ જટાધારી વૃક્ષ તળે પાલખીની અંદર વસંતરાય બેઠેલા હતા; તેમની સાથેનાં મનુષ્યોમાંનો કોઈ પણ ત્યાં નજરે પડતો નહતો; પરંતુ પાલખીથી થોડેક અંતરે એક પઠાણ બેઠેલો જણાતો હતો. રાત્રિ ઘણી વ્યતીત થયેલી હતી. વસંતરાયે તે પઠાણને પ્રશ્ન કર્યો:

"ખાં સાહેબ, તમે કેમ ન ગયા?"

પઠાણે ઉત્તર દીધો: "હજુર, મારે વિશ્વાસે આપે આપના તમામ સેવકોને મોકલી દીધા તો પછી આવી ભયાનક રાત્રિને સમયે આપને એકલા મૂકીને હું શી રીતે જઈ શકું? મહારાજ, મને એવો સ્વાર્થી ન ગણશો. એક સ્થળે કહ્યું છે કે: "મારૂં જે અહિત કરશે તે મારો ઋણી છે અને બીજે જન્મે પણ તેને તે ઋણ અદા કરવું પડશે. પણ મારૂં કલ્યાણ કરનારનો હું ઋણી છું. તે ઋણ હું કદી

પણ વિસરીશ નહીં. ”

તે પઠાણ ઘણા ઉત્તમ વિચારવાળો મનુષ્ય છે એમ વસંતરાયને લાગ્યું. પાલખીની બહાર ડોકું કાઢી, તેમણે કહ્યું: “ ખાં સાહેબ, તમે તો ત્યારે ઘણા સુજ્ઞ જણાઓ છો ! ”

ખાં સાહેબે તુર્તજ સલામ કરી; કારણ ખાં સાહેબ પોતાને એવો જ સમજતો હતો ! મશાલના પ્રકાશમાં ખાં સાહેબને જોઈને વસંતરાયે કહ્યું “ અને ખાં સાહેબ, તમે ખરેખર કોઈ ખાનદાન કુટુંબના પણ લાગો છો. ”

પુનઃ સલામ કરી પઠાણ બોલ્યો: “ મહારાજ, વિશેષ શું કહું ? એટલું જ કે મહારાજાએ ખરૂં અનુમાન કર્યું છે. ”

“ તમારી સ્થિતિ કેવા પ્રકારની છે ? ”

એક દીર્ઘનિશ્વાસ પછી પઠાણ બોલ્યો: “ મારી સ્થિતિ કહેવા યોગ્ય નથી. ઘણી જ હલકા પ્રકારની છે. હું મહા કષ્ટે દિવસ નિર્ગમન કરૂં છું. ક્ષેત્રકાર્યવ્યવહારપર નિર્વાહ ચલાવું છું. એક કવિએ કહ્યું છે કે: “ હે પરમેશ્વર ! તૃણને તેં નાનું બનાવ્યું છે, તેમાં તો કશી પણ કઠોરતા નથી; પણ એક પ્રચંડ વૃક્ષ જેને તેં આવડું મોટું બનાવ્યું છે તેને જ્યારે વાયુપ્રહારથી ઉખેડી નાંખી જમીનપર તૃણની માફક જ પડવા દે છે ત્યારે જ માત્ર તારી કઠોરતા પ્રત્યક્ષ થાય છે. ”

પઠાણનું ભાષણ શ્રવણ કરી વસંતરાયને ઘણો જ આનંદ થયો. તે અતિ ઉલ્લાસમાં આવી જઈ બોલવા લાગ્યા: “ વાહ, વાહ ! કવિનાં આ વચન કેવાં ઉત્કૃષ્ટ છે ? તમે જે બે વચનો કહ્યાં તે લખી રાખવા સરખાં છે. ”

વૃદ્ધ રાજા વસંતરાય રસિક છે અને રંકપર તેના ઘણા જ

ઉપકાર થતા હશે એમ પઠાણુને લાગ્યું. પુનઃ રાજાએ કહ્યું: "ઉચ્ચ સ્થિતિમાંથી પરિવર્તન પામી અધમ સ્થિતિનો અનુભવ કરવો એ ઘણું દુઃખદાયક છે. ચંચલા લક્ષ્મીની લીલા ખરે કંઈ વિચિત્ર જ છે! ખાં સાહેબ, તમારા શરીરનો દેખાવ તથા કદાવર બાંધો જોતાં તમે સૈન્યમાં પરાક્રમ કરી શકો એમ જણાય છે."

"જી હજુર, મારી પણ એ જ અભિલાષા છે. મારા બાપદાદા યુદ્ધમાં જ મૃત્યુ પામ્યા છે."

વસંતરાયે સ્મિત કરતાં કહ્યું: "જો તમે મારૂં કહેવું ધ્યાનમાં લ્યો તો યુદ્ધમાં મરવું એ તમારી અભિલાષા સફળ નીવડે, પણ તમારે હાથમાં તલવાર ઝાલવાની કદી પણ આવશ્યકતા નથી. હું તો હવે વૃદ્ધ થયો છું, પ્રજા સુખી છે, ઈશ્વર યુદ્ધથી સદા દૂર રાખો! વૃદ્ધ થવાને લીધે મેં તલવાર વર્જ્ય કરી છે, જે પુનઃ ગ્રહણ કરવાનું કારણ નથી. તલવારનું સ્થાન હાલમાં મેં આ વીણાને આપ્યું છે." એટલું કહી વસંતરાયે પોતાની પાસેની સિતાર બહાર કાઢી અને તેના તાર પર પોતાની અંગુલીઓ ફેરવવા માંડી. પઠાણે કહ્યું: 'હજુરનું કહેવું બરાબર છે. કોઈ એ કહ્યું છે કે, 'તલવારથી શત્રુને પરાજીત કરાય છે. પણ સંગીત તો શત્રુને મિત્ર બનાવે છે."

"શું ખરૂ કહો છો! ખાંસાહેબ! સંગીતથી શત્રુ મિત્ર બને છે! શો ચમત્કાર!" આટલું બોલી વસંતરાય સંગીત વિષે વિચાર કરવા લાગ્યા. જેમ જેમ તે વિચાર કરતા ગયા તેમ તેમ સંગીતનું મહત્ત્વ તેમને વિશેષ ને વિશેષ જણાતું ગયું. ઘણો સમય વિચારનિમગ્ન રહ્યા પછી તે બોલ્યા: "તલવાર ગમે તેટલી પ્રખર હોય છતાં તે શત્રુનાં શત્રુત્વનો નાશ કરી શકતી નથી. પણ સંગીત એવી મધુર વસ્તુ છે કે તેના સુયોગથી શત્રુ નાશ ન પામતાં તેનું શત્રુત્વ કેવળ નષ્ટ થાય છે!"

વૃદ્ધ વસંતરાય વાતમાં ને વાતમાં એટલા તો ઉત્સાહમાં આવી ગયા કે પાલખીની બહાર પગ કાઢીને બેઠા. તેમણે પઠાણને પોતાની સમીપ બોલાવીને કહ્યું: " ખાં સાહેબ, તલવાર શત્રુને પરાજય આપે છે પણ સંગીત તેને મિત્ર બનાવે છે, એ તમારું કહેવું ખરું છે."

પઠાણ: " જી હઝુર."

" હું યશોહરથી પાછો ફરીશ તે પછી તમે એક વખત આવજો. હું તમને યોગ્ય સેવાચાકરી આપીશ."

પઠાણ આનંદિત થતો બોલ્યો: " આપ શું ન કરી શકો, કૃપાળુ ? આપની ઇચ્છા પ્રમાણે કરવા આપ સમર્થ છો."

પઠાણ પોતાના મનમાં જ બોલ્યો: " પક્ષી જાળમાં ફસાયું છે તો સજ્જડ !" પછી તેણે પૂછ્યું: " ત્યારે મહારાજ, આપ સિતાર અચ્છી બજાવી જાણતા હશો ?"

વસંતરાય: " લોકો એમ કહે છે."

વસંતરાયે સિતાર હાથમાં લીધી, આંગળી પર નખી ચઢાવી, અને બિહાગ પકડ્યો. પઠાણ પણ વચ્ચે વાહવાહ કરવા લાગ્યો. આ ઉત્તેજનથી વસંતરાયને પાલખીમાં બેસવું પણ અસહ્ય લાગવા માંડ્યું. તેમણે પાલખીની બહાર આવી સિતાર બજાવવા માંડી. સિતાર વગાડતાં વગાડતાં તેમને પોતાની રાજ્યપદવી, ગંભીરતા, ગૌરવ—એ સર્વનું કંઇ લક્ષ જ ન રહ્યું અને ધીમે ધીમે વગાડતાં વગાડતાં તેમણે ગાવું શરૂ કર્યું.

ગાન પૂર્ણ થતાં પઠાણ બોલ્યો: " હઝુરનો કંઠ ઘણો મધુર છે !"

" મારો કંઠ કાંઇ એવો મધુર નથી પણ નિઃશબ્દ રાત્રિયે

ખુલ્લું મેદાન છે તેથી કોઈનો પણ અવાજ મધુર લાગે. મારો અવાજ ખીલવવા મેં પુષ્કળ શ્રમ લીધો છે. જેટલા રોગ તેટલી ઔષધી ઈશ્વરે સરજી છે. તેજ પ્રમાણે જેટલા અવાજ તેટલા જ તેને સાંભળનાર પણ નિર્માણ થયેલા છે. બે વ્યક્તિ એવી છે કે જેમને મારૂં સંગીત બહુ પ્રિય છે. એમ જો ન હોત તો ક્યારનુંએ મેં આ ગાવા કરવાનું વિસારી મૂક્યું હોત. મારા કેટલાક સંબંધીસ્નેહીઓ સમક્ષ હું જ્યારે ગાઉં છું ત્યારે તેઓની સમજશક્તિ ઉત્તમ પ્રકારની ન હોવાથી તેઓ સંગીતનો મર્મ યથાર્થ સમજતા નથી, એમ છતાં પણ તેઓને અપૂર્વ આનંદ પ્રાપ્ત થાય છે અને તેમને આનંદ થાય છે, એજ મને સંતોષ છે. ઘણા દિવસથી મારાં પ્રિયજનના વિરહને લીધે મારૂં મન ઉદાસ રહે છે. અને ગાયન કે વાદ્ય કાંઈ પણ મને રુચતું નથી. સત્ય કહું તો તેમનાં દર્શન માટે જ હું આટલી ત્વરાથી ત્યાં જવા નીકળી પડ્યો છું. ક્યારે ત્યાં જાઉં અને એક વખત મારૂં સંગીત તેમની સમક્ષ ગાઉં એજ ચિન્તન મારા મનમાં થયાં કરે છે. તેમના મિલનવિના મારા મનનો ભાર ઓછો થશે નહીં."

સ્નેહ અને સંતોષથી વૃદ્ધ વસંતરાયનાં નેત્ર ચમકવા લાગ્યાં. પઠાણ સ્વગત વિચારવા લાગ્યો: "આપણી થોડીઘણી આશા હવે પૂર્ણ થઈ જ સમજવી. ગાઈ બજાવી મનને તો પ્રસન્ન કર્યું જ છે. હવે બાકી રહ્યો માત્ર મનોવેગ! તો તે હું સદાને માટે જ નિવારી નાંખીશ. પણ અરેરે! આવું અધમ કૃત્ય શું મારે આચરવું! કાફરને હણવા એ પુણ્યપ્રદ છે એ સત્ય છે; કિંતુ આવા ભલા અને ભોળા સ્વભાવના આદમીને 'કાફર' કહેવો કે કેમ એજ સવાલ છે. વળી તે વૃદ્ધ છે. આથી તેનો જીવ લેવા કરતાં તેને જીવતો જવા દેવો તેજ શ્રેયસ્કર છે. તેમાં જ મારૂં કલ્યાણ છે!"

અતિ વાચાળપણું એ વસંતરાયની પ્રકૃતિ હતી. તે પઠાણની

અતિ નિકટ જઈ બોલ્યા: " જે બે વ્યક્તિ મેં તમને અગાઉ કહી તે કયી, તમે સમજ્યા ? તે બે વ્યક્તિ તે બે દેવદેવી — તે અન્ય કોઈ નહીં પણ યુવરાજ ઉદય અને રાજકુમારી વિભાવરી ! "

નોકરને આવતાં કંઈક વિલંબ થયાથી વસંતરાયના મનમાં ચિંતાએ પ્રવેશ કર્યો. વિચારમાં કેટલોક સમય તેઓ ગ્રસ્ત રહ્યા; ત્યારબાદ પુનઃ પોતાની સિતાર કાઢી અને ગાવા લાગ્યા. એવામાં એક ઘોડેસ્વાર અતિવેગથી ઘોડાને દોડાવતો ત્યાં આવી પહોંચ્યો અને તેમને જોતાં જ: " હવે મારા ચિત્તને શાંતિ વળી ! " એવા શબ્દો તેના મુખમાંથી નીસરી પડ્યા.

તે નૂતન આવનાર ઘોડેસ્વારે વસંતરાયને પ્રણામ કરી કહ્યું: " કૃપાળુ, આટલી મોડી રાત્રે માર્ગ પર એકલા બેસી કોને ગાયન સંભળાવી રહ્યા છો ? "

વસંતરાય ચકિત થયો; પોતાની સિતાર પાલખી સાથે ટેકવી નવીન પુરૂષનો હાથ ઝાલી, તેને અશ્વ પરથી નીચે ઉતાર્યો અને પ્રેમાલિંગન કરી કહ્યું, " ઉદય, શા સમાચાર છે ? યશોધરથી આમ એકાએક કેમ નીકળી આવ્યો ? ત્યાંની સર્વ પ્રજા કુશળ તો છે ને ? "

" હા જી, મઝામાં છે, આપ આવનાર છો એમ જાણી હું આપને સામો લેવાને આવ્યો. "

વસંતરાયે સ્મિત કરતાં કરતાં કહ્યું; " ઉદય, તારા સ્નેહની મને ખાત્રી છે. " તેમણે પુનઃ સિતાર લીધી અને તેની ઉપર આંગળીઓ ફેરવતાં ગાવું આરંભ્યું.

યુવરાજે પઠાણને જોઈ, વસંતરાયના કાનમાં મંદ સ્વરે પૂછ્યું: " આ ક્યાંથી આપની સાથે થયો ! "

વસંતરાયે કહ્યું: " ખાં સાહેબ ઘણા ભલા મનુષ્ય છે. સંગીતના શોખીન હોવાથી રાત્રિ એમની સાથે ઘણા આનંદમાં વીતી છે."

યુવરાજને ત્યાં જોતાં જ પઠાણનું ચિત્ત વ્યગ્ર બન્યું હતું – હવે કેમ કરવું તે જ તેને સૂઝતું નહોતું!

યુવરાજે વસંતરાયને પૂછ્યું: " આપ ધર્મશાળામાં ન ઉતરતાં અત્રે શા સારૂ રોકાયા છો?"

પઠાણનું ધૈર્ય હવે ખૂટ્યું – તે વચ્ચે જ બોલી ઉઠ્યો, " હજુર, કસુર માફ કરજો, મારા ગુનાની માફી મળે તો હું સર્વ કબૂલ કરવા તૈયાર છું; હું મહારાજા પ્રતાપાદિત્યનો સેવક છું. મહારાજે મને તથા મારા ભાઈને આજ્ઞા કરી છે કે કાકાશ્રી વસંતરાય યશોહર આવે છે તેમને રસ્તામાંથી જ બેહેરતમાં પહોંચાડી દેવા!"

વસંતરાયે શાંતિથી ઉદ્ગાર કાઢ્યાઃ ' હરિ, હરિ.'

યુવરાજે પૂછ્યું: " ઠીક. પછી?"

" અમે લોકો આવું કૃત્ય કદાપિ કરતા નથી, પણ અમે મહારાજા સમક્ષ જરા આનાકાની કરી ત્યારે મહારાજાએ ધમકી બતાવી અને પરિણામે નિરૂપાય થઈ તે કામ કરવા અમે આ તરફ આવ્યા. માર્ગમાં જ અમારો ને કાકાશ્રીનો મેળાપ થયો. અમારે ઘેર લુટારૂઓએ ધાડ પાડી છે એવી ગપ લગાવી મારો ભાઈ એઓશ્રીના સર્વ નોકરચાકરને અત્રેથી દૂર લઈ ગયો અને મારા શિરપર આ કામની જોખમદારી મૂકી. એમનો વધ કરવો એવી મહારાજાની આજ્ઞા છે પણ મારાથી એ કૃત્ય કદાપિ થનાર નથી. એક કવિએ કહ્યું છે કે ' સ્વામીની આજ્ઞાથી સકળ પૃથ્વીનો નાશ કરજે પણ ખબરદાર, જો સ્વર્ગના એક ખૂણાને પણ દૂષિત કર્યો છે તો!' યુવરાજશ્રી, આ સેવક મહારાજશ્રી વસંતરાયની સેવામાં રહેશે.

જ્યારે મહારાજાની આજ્ઞા પ્રમાણે મારાથી વર્તી શકાતું નથી ત્યારે હું યશોહર પાછો જાઉં તો મારા પ્રાણ બચવા અશક્ય છે. આપે મારા જીવનનું હવે રક્ષણ કરવાનું છે." આટલું બોલી પઠાણ યુવરાજ સામે હાથ જોડી ઉભો રહ્યો.

પઠાણનું કહેવું સાંભળીને વસંતરાય દિગ્મૂઢ બની ગયા – એક પાષાણમૂર્તિ પ્રમાણે નિશ્ચલ ઉભા રહ્યા. કંઈક સમય પછી તેમણે કહ્યું: "ખાં સાહેબ, હું તમને એક પત્ર આપું છું. તે લઈ રાયગઢ જાઓ. હું યશોહરથી પાછો ફરતાં તમારી ઉપજીવિકાની વ્યવસ્થા કરીશ."

ખાં સાહેબે વંદન કરી, પત્ર લીધો.

યુવરાજે પૂછ્યું: "કાકાજી, શું આપ હજુ યશોહર જવા વિચાર રાખો છો?"

વસંતરાય "હા."

"કેમ?"

"પ્રતાપાદિત્ય ભલે મારા ચાહે તેટલા અપરાધ કરે. પણ આખરે તે મારા પુત્ર સમાન છે. મને હવે જીવવું કે મરવું તેની દરકાર નથી. મારી નાવ હવે કિનારે આવી પહોંચી છે. માત્ર થોડો સમય જ બાકી છે. પણ મારી હત્યા કરવાથી પ્રતાપનાં આલોક અને પરલોક બન્નેનાં સુખનો નાશ થઈ જાત, તે વિચારતાં મને અતિ ખેદ થાય છે; હવે આ પ્રાણરૂપી પંખીડું આ દેહ રૂપી પિંજરમાંથી કયારે ઉડી જશે તેનો વિશ્વાસ નથી. તો એક વખત પ્રતાપ સમીપ જઈ તેને થોડાંક પણ બોધવચન કહેવાની મને આકાંક્ષા છે."

બોલતાં બોલતાં વસંતરાયનાં નેત્ર અશ્રુપૂર્ણ થઈ ગયાં. કુમારે પણ બન્ને હસ્ત વડે પોતાનાં નેત્ર સાફ કર્યાં. તેજ વખતે વસંતરાયના

સર્વ નોકરો ગડબડ કરતા તે સ્થળે આવી લાગ્યા. અને સર્વ જણુ એક સામટા બોલવા લાગ્યા: "મહારાજ ક્યાં છે? મહારાજ ક્યાં છે?"

વસંતરાયે ઉત્તર આપ્યો: "હું અત્રે જ છું. કશી ચિંતા ન કરો." વસંતરાયે તે નોકરો પાસે જઈ તેઓને શાંત કરતાં કહ્યું, "ખબરદાર, કોઈપણ બાં સાંહેબને કશું કહેશો નહીં."

એકજણુ બોલ્યો: "મહારાજ, આજ અમને એટલી તો વિપત્તિ પડી છે કે ન પૂછો વાત; આજે તેણે—"

બીજો એક વચ્ચે જ બોલવા લાગ્યો: "સબૂર કર. હું કાંઇ કહું છું. મહારાજ, તે દુષ્ટ પઠાણુ અમને ઘણે દૂર લઈ ગયો, અને છેવટે ડાબી બાજુના આંબાવાડીઆમાં—"

ત્રીજો: "અરે, તે આંબાવાડીઉં ન હતું, બાવળનું જંગલ હતું—"

ચોથો: "પણુ તે ડાબી બાજુ ક્યાં હતું? જમણી બાજુએ હતું—"

બીજો: "તે ડાબી બાજુએ જ હતું."

ચોથો: "ઠીક, ભાઈ, તું ખરો! તે ડાબી બાજુએ હતું."

બીજો: "તે ડાબી બાજુએ નહોતું તો પછી ક્યાં હતું તે કહે જોઈએ?"

યુવરાજ ત્રાસીને બોલ્યો: "ભાઈ, તે ડાબી બાજુએ હતું. પણુ, આગળ બોલને? શું થયું તે સત્વર કહી દે."

"તે પઠાણુ અમને ત્યાં લઈ ગયો. પછી તે પોતે જ ક્યાંક અદશ્ય થઈ ગયો! તેનો ક્યાંયે પત્તો જ મળ્યો નથી! અમે કેટલાંય ખેતર, મેદાન, ઝાડીઓ વગેરે ખૂંદી વળ્યા પણુ તે લુચ્ચો ના જ મળ્યો!"

એક જણુ બોલ્યો: "મને તો પ્રથમથી જ શક ઉપજ્યો કે, આ વાતમાં કંઈક ભેદ છે!"

બીજો એક જણ: " અને મેં પણ જ્યારે તેના મોં તરફ જોયું ત્યારે મને એવી જ શંકા થઈ હતી."

આ પછી સર્વેએ વારા ફરતી એકે એકે એમ જ જાહેર કર્યું કે: અમારી સામે કંઈક પણ પ્રપંચ રમાય છે, એની ગંધ અમને પહેલેથી જ આવી હતી!

અંતે યુવરાજે કહ્યું: " ચાહે તે હો. આખરે કાકાશ્રીનો પ્રાણ બચ્યો છે, એજ આનંદની વાત છે."

બધા એક સાથે બોલી ઉઠ્યા: " બરાબર છે, બોલો, મહારાજ વસન્તરાયની જય."

એ પછી સર્વેએ યશોહર તરફ પ્રયાણ કર્યું.

૫

## દોષિત હૃદયનો ડંખ

મધ્યાહ્ન સમયે ભોજન કર્યા પછી પ્રતાપાદિત્યે મંત્રીને પોતાની પાસે બોલાવ્યો અને સક્રોધ પ્રશ્ન કર્યો: "અદ્યાપિ પેલા બે પઠાણ કેમ ન આવ્યા?"

મંત્રીએ નમ્રતાથી ઉત્તર દીધો: "મહારાજ, એમાં મારો કાંઈ અપરાધ નથી."

મહારાજા: "એમાં અપરાધનો પ્રશ્ન ક્યાં છે? વિલંબ થયો તો તેનું કાંઈ કારણ અવશ્ય હોવું જોઈએ ને? તેથી જ તમને પૂછું છું. તમે શું ધારો છો, તે સ્પષ્ટતાથી કહો."

મંત્રી: "ધર્મશાળાનું મકાન અત્રેથી ઘણું દૂર હોવાથી ત્યાં જતાં અને કાર્ય પાર ઉતારતાં વિલંબ તો થાય જ."

મંત્રીના ઉત્તરે મહારાજાના મનનું કંઈ સમાધાન કર્યું નહીં. તેને એમ લાગતું હતું કે, જે કંઈ તર્કવિતર્ક તેને થતા હોવા

જોઈએ, તે મંત્રીને થવા જ જોઈએ. પણ મંત્રી કાંઈ સર્વજ્ઞ ન હતો! પ્રતાપાદિત્યે શું અનુમાન કર્યું છે તે કળી શકવાની તે માનવ-હૃદયના મંત્રીમાં કાંઈ શક્તિ ન હતી, તેથી તે નૃપાળના અનુમાન પ્રમાણે જ ઉત્તર આપી શક્યો નહીં. એ કેવળ સ્વાભાવિક હતું.

થોડીવાર પછી મંત્રીને મહારાજાએ પ્રશ્ન પૂછ્યોઃ "કુમાર કાલે રાત્રે છાનોમાનો કોઈક સ્થળે જતો રહ્યો છે, ખરું ને?"

"તે તો મેં આપને પ્રથમથી જ કહ્યું છે."

"પ્રથમથી કહ્યું છે પણ તેને કેટલો બધો સમય થયો, તેનો યે વિચાર કરો છો કે નહીં? કોઈ સમાચાર એકવાર કહ્યા એટલે કર્તવ્યની ઈતિશ્રી થઈ, એમ જ કે? કુમાર અગાઉ આવો ન હતો. મને જણાય છે કે, શ્રીપૂરના જમીનદારની દીકરીએ જ એને આવી અયોગ્ય સલાહ આપી હોવી જોઈએ. તમને શું લાગે છે?"

"મહારાજ, એ હું કેવી રીતે કહી શકું?"

"તમને શું હું કોઇ અતિગૂઢ પ્રશ્ન પૂછું છું? આ બાબતમાં તમે કિયા અનુમાન ઉપર આવો છો, એટલું જ માત્ર પૂછું છું. અને તે કહી દેવામાં તમને ગૂંચવણ શી હોઈ શકે?"

"ગૂંચવણ તો કંઈ નથી. મહારાજ; પણ મહારાણીજી તરફથી આપને રાજ-સ્નુષા વિષે વધારે સારી પેઠે હકીકત મળી શકે; અને તેથી આપશ્રી યથાસ્થિત અનુમાન બાંધી શકો. હું એ વિષયમાં તદ્દન અજ્ઞાત હોવાથી કંઈ અનુમાન કરી શકતો નથી."

એ સમયે ત્યાં એક પઠાણ આવી પહોંચ્યો.

મહારાજાએ તેને પૂછ્યું: "કેમ શા સમાચાર લાવ્યો? કાર્ય પૂર્ણ કરી આવ્યો કે નહીં?"

પઠાણે શિરસ્તા પ્રમાણે નમન કરીને ઉત્તર દીધો: "હા, મહારાજ, અત્યાર સુધીમાં તો કામ પાર પડી ગયું હશે."

"એ કેવો ઉત્તર? કામ થયું કે નહીં તેની તો તને ખબર જ નથી, એમ ને?"

"હજુર, કામ થયું જ હોવું જોઈએ. એમાં સંદેહ નથી. ખરી વાત એમ છે કે, તે સમયે હું ત્યાં હાજર ન હતો."

"ત્યારે કાર્ય થયું એમ તેં શી રીતે જાણ્યું?"

"મહારાજની આજ્ઞાનુસાર કાકાજીના સર્વ સેવક અને સાથીદારોને લઈને હું દૂર દૂર ગયો હતો. અને હુસેનખાંએ કાકાશ્રીના ખૂનનું કામ માથે લીધું હતું એટલે તે પાર પડ્યું જ હોવું જોઈએ. હું તો કાકાશ્રીના સાથીદારોને ભૂલથાપ આપીને અહીં ચાલ્યો આવું છું."

"પણ હુસેનખાંએ કાર્ય પાર નહીં ઉતાર્યું હોય તો?"

"તો મારૂં મસ્તક હજુર પાસે મોજુદ છે."

"ઠીક છે. તું અત્રે જ થોભ. તારો સાથી આવશે તે પછી તને ઇનામ આપવામાં આવશે."

પઠાણની ઉપર નજર રાખવાની આજ્ઞા થઈ. પહેરેગીરોએ તેને પોતાના કબજામાં લીધો.

રાજા ઘણો સમય પર્યન્ત મૂંગો બેસી રહ્યો. પછી એકાએક ધીમે સાદે મંત્રીને કહેવા લાગ્યો: "પ્રજાને આ સમાચારની જાણ ન થાય, તો સારૂં."

મંત્રી વચ્ચે બોલી ઊઠ્યો: "મહારાજ, જો આજ્ઞા કરો તો, નિવેદન કરૂં. પ્રજાને આ વૃત્તાંતની ખબર ક્યારનીએ ખબર થઈ ગઇ છે!"

"તમે ક્યાંથી જાણો છો ?"

"પ્રથમ એક પ્રસંગે આપે વસંતરાય પ્રત્યે દ્વેષ પ્રકટ કર્યો હતો. આપે રાજકુમારીશ્રીના લગ્નસમારંભ વખતે તેઓશ્રીને ખાસ નિમંત્રણ કર્યું ન હતું છતાં તેઓ તો સ્વેચ્છાથી પધાર્યા જ હતા. હમણાં ખાસ આપે તેમને બોલાવ્યા છે અને માર્ગમાં કંઈ અવનવું થાય તો લોક આપનાપર સંશય લાવે જ."

રાજાએ કંઈક અકળાઈને કહ્યું: "તમારા બોલવાનો ભાવાર્થ કંઈ સમજાતો નથી. આ વૃત્તાંત ખુલ્લો કરવાની તમારી જ પ્રબળ ઇચ્છા જણાય છે. મારી અપકીર્તિ થાય તો તમને સંતોષ થાય એમ મને ભાસ થાય છે. તેમ ન હોય તો આ વૃત્તાંત પ્રજાએ જાણ્યો હશે એવી ને એવી વાત વારંવાર મારી સમક્ષ કહ્યા કરવાનું અન્ય પ્રયોજન શું હોઈ શકે ? મને લાગે છે કે, જો કોઈ બીજી રીતે આ ખબર લોકોને ન મળે તો તમે ઘેરઘેર ફરીને પ્રત્યેક જણને આનંદથી આ ખબર આપતા ફરો !"

મંત્રીએ ઉત્તર દીધો: "મહારાજશ્રી, ક્ષમા કરો. આપ આ પામર કરતાં વિશેષ અનુભવી તેમ જ કુશળ છો અને તેથી આપને સલાહ આપવાનું મારા જેવા મતિમંદનું કાર્ય નથી, છતાં પણ મહારાજાએ મંત્રી તરીકે મારી નિમણુંક કરી છે તેથી મારી અલ્પબુદ્ધિ અનુસાર જે કંઈ મને ઉચિત લાગે તેનું નિવેદન કરવાનું હું મારૂ પ્રથમ કર્તવ્ય સમજું છું અને તેજ પ્રમાણે હું નિવેદન કરૂં છું. એમ છતાં પણ મારૂં એ વર્તન મહારાજાના રોષનું કારણ થઈ પડતું હોવાથી ઇષ્ટ એ છે કે, મને મંત્રીપદથી દૂર કરવો."

પ્રધાનની આ ચીમકીએ પ્રતાપાદિત્યની શુદ્ધિ ઠેકાણે આણી. તેનો એ એક નિયમ હતો કે જ્યાં મંત્રીએ સ્પષ્ટતાથી એકાદ સંભાષણ સંભળાવ્યું કે તેનું વાગ્બળ નરમ પડી જતું. તેણે એ વાત પડતી

મૂકી અને બીજો પ્રશ્ન કર્યો: ' ત્યારે આ બે પઠાણોનો નાશ કરાવો કે જેથી આ વૃત્તાંત જાહેર થવાની ભીતિ રહેશે નહીં. '

"એક પાપ ગુપ્ત રાખવું એજ અતિ કઠિન છે. એક ખૂન છુપાવવા માટે બીજાં વધુ બે ખૂન કરવાં અને તે પણ પાછાં ગુપ્ત રાખવાં એ તદ્દન અસંભવિત છે. પ્રજાને આ વૃત્તાંતની ખબર તો પડશે જ." મંત્રીએ જુસ્સાથી પોતાનું કહેવું ચાલુ રાખ્યું.

"પ્રજા ભલે જાણી જાય, તેનો એટલો બધો ડર રાખવાનું કશું પ્રયોજન નથી. યશોહર કાંઈ રાયગઢ નથી. અત્રે પ્રજાસત્તાક રાજ્ય નથી અને તેથી હું તમને ચોખ્ખું જણાવું છું કે તમારે પ્રજાની ભીતિનો ખ્યાલ મનમાં લાવવો નહીં. કદી મારી વિરુદ્ધ કોઈપણ ઉત્પાત કરશે તો તેની જીભ ખેંચાવી કાઢ્યા સિવાય હું રહેનાર નથી."

"જો પ્રજાની જીભની આપને આટલી ભીતિ છે તો પ્રજાનો આપ કંઈ ભય રાખતા નથી એવું આપ કહો છો એ પરસ્પર-વિરુદ્ધ કથન થઈ પડે છે!" મંત્રીએ કટાક્ષબાણ ફેંક્યું.

રાજા સમજ્યો. તેણે પુનઃ વાત ફેરવી, "શ્રાદ્ધાદિ ક્રિયા પૂર્ણ થયા બાદ એકાદ વખત હું રાયગઢ જઈ આવીશ. મારા સિવાય બીજો કોણ ત્યાંની ગાદીનો હકદાર છે—"

રાજા એ વાક્ય પૂરું બોલી રહ્યો ન હતો એટલામાં તો વૃદ્ધ વસંતરાયની સ્વારી આવી પહોંચી.

રાજા સ્તબ્ધ થઇ ગયો. તેના અંગનાં રૂંવે રૂંવાં ઉભાં થઈ ગયાં. તેને એમ લાગ્યું કે વસંતરાય ભૂત રૂપે અહીં આવ્યા છે! તેના મોંમાંથી એક પણ શબ્દ નીસર્યો નહીં!

મંત્રીએ તે દરમ્યાન વસંતરાયને નમસ્કાર કરી લીધા. સરલ-હૃદયી વસંતરાયે રાજાની પાસે જઈ તેના શરીર પર હાથ ફેરવી મૃદુ

સ્વરે કહ્યું: " પુત્ર પ્રતાપ. ગભરાઈશ નહિ! શું તારા કાકા વસંતરાયને નથી ઓળખતો ?"

એકાદ વાત ગોઠવી કાઢવાનું કે વસ્તુસ્થિતિ પલટાવીને તેનું જુદું રૂપાંતર કરવાનું ચાતુર્ય અત્યારે તેનામાં ન હતું. એટલે તે કાંઈ ઉત્તર દઈ શક્યો નહીં અને બેસી જ રહ્યો. કાકાને પ્રણામ સુદ્ધાં કરવાનું તેને સુઝયું નહી!

"પ્રતાપ, કાંઈ બોલ તો ખરો ? જેનાથી તને લજ્જા ઉપજી છે તે દૈવવશાત્ તારાથી બની ગયું! તેનો મિથ્યા શોચ કરવો હવે મૂકી દે. હું તે વાતનું તને કદી પણ સ્મરણ કરાવીશ નહીં. આજ કેટલે બધે સમયે હું તને જોઉં છું! મને એકવાર ભેટ. હવે વારંવાર તને મળવા આવવાનું બની શકે એમ નથી કારણ મારો આ જગત સાથેનો વિશેષ સંબંધ અવશિષ્ટ નથી."

આટલીવારે પ્રતાપાદિત્યે વસંતરાયને પ્રણામ કર્યા અને તેજ સંધિએ મંત્રી ત્યાંથી ગૂપચૂપ બહાર નીકળી ગયો.

વસંતરાયે પ્રતાપાદિત્યના સ્કંધપર હાથ ટેકવી સ્મિત કરતાં કહ્યું: "બેટા, આ દેહની સમાન ઉમ્મરના અન્ય મનુષ્યો ક્યારનાએ સ્વધામ પહોંચી ગયા છે! માત્ર એકલો હુંજ બાકી છું. મારો સમય તો ક્યારનો થયો જ છે, પણ હજુ મને કેમ ત્યાં બોલાવવામાં આવતો નથી, તેની ઈશ્વરને ખબર! એટલું તો નિશ્ચિત જ છે કે હવે કંઈ ઘણો વિલંબ હોય એવું જણાતું નથી."

વસંતરાયે આટલું બોલીને આશા રાખી કે, પ્રતાપાદિત્ય હવે તો કાંઈક બોલશે જ. પણ તે કંઈ જ બોલ્યો નહીં. આથી પુનઃ તેમણે શરૂ કર્યું: "સાંભળ, તું મારો નાશ કરવાની તક શોધ્યા કરે છે, એ વાત સાંભળી મારૂં કાળજું ચિરાઈ જાય છે. એથી મારા મનને તીવ્ર વેદના થઈ રહી છે." આટલું બોલતાં બોલતાં વસંતરાયનાં

નેત્રમાંથી અશ્રુનાં બિંદુ સરી પડયાં. તેમણે આગળ ચલાવ્યું: " પણ તે છતાં હું તારાપર યત્ કિંચિત્ રોષ ધરતો નથી. તને કંઈક બે શબ્દ બોધના કહેવા સારૂં જ અહીં પર્યન્ત હું આવ્યો છું. મારી હત્યાથી પિતૃઓને દુઃખ થાય એવું આચરણ તું કરીશ નહી. એ પાપમય કૃત્યથી સ્વર્ગનાં દ્વાર તારે માટે બંધ થશે. વળી આટલો સમય જ્યારે તું મારા મૃત્યુની વાટ જોતો થોભ્યો ત્યારે થોડાક દિવસ વધારે રાહ જો. તે સમય એની મેળે જ આવશે. તેને માટે તું તારાં પુન્યનો નાશ ન થવા દે. "

વસંતરાયે આટલું કહ્યા છતાં તેની કંઈજ અસર પ્રતાપાદિત્યના મનપર થઈ નહિ; કિંવા તેને પશ્ચાતાપ પણ ન થયો; તેણે પોતાના દોષની ક્ષમા પણ ન માગી. વસંતરાયે વિષય બદલ્યો. તેણે કહ્યું: " એકાદ વખત તું રાયગઢ આવ. ઘણા સમયથી તું ત્યાં આવ્યો નથી. હાલ તો ત્યાં પહેલાંના કરતાં પુષ્કળ પરિવર્તન થઈ ગયું છે. ત્યાંના સૈનિકોએ પોતાનાં શસ્ત્રો તજી હાથમાં હળ લીધા છે. જે સ્થાને પહેલાં સૈન્યનો પડાવ હતો તે સ્થાન હાલ અતિથિશાળામાં ફેરવાઈ ગયું છે. "

આ પ્રસંગ ચાલતો હતો તેવામાં દ્વારપાળ પાસે બેઠેલો પઠાણ ત્યાંથી નાસી જવાની પેરવી કરતો હતો તે તરફ મહારાજાની દૃષ્ટિ ગઈ તેથી તેણે હવે મૌન્ય તજ્યું. તેનો ક્રોધાગ્નિ એકદમ પ્રજ્વલિત થયો. તેણે અતિ કર્કશ સાદે દ્વારપાળને તે પઠાણ ઉપર નજર રાખવાની આજ્ઞા કરી અને ક્રોધમાં ને ક્રોધમાં એકદમ દીવાનખાનાની બહાર જતો રહ્યો. તેણે મંત્રીને બોલાવ્યો અને કહ્યું: " દીવાનજી, રાજ્યકાર્યમાં તમારી ઘણી નિષ્કાળજી જણાય છે, "

મંત્રીએ ધીરેથી કહ્યું: " મહારાજ, આ કામમાં આપને લાગે છે, તેટલો મારો દોષ નથી. "

રાજાએ જુસ્સાથી કહ્યું: "હું કાંઈ અમુક વિષયને માટે કહેતો નથી. હું તો એટલું જ માત્ર કહું છું કે આજકાલ તમે ઘણા બેપરવા બન્યા છો. તે દિવસે મેં તમને એક પત્ર સાચવી રાખવા આપ્યો હતો તે તમે ગુમાવી દીધો હતો."

દોઢ માસ પૂર્વની આ વાત હતી અને તે વખતે તેણે મંત્રીને એક અક્ષર પણ કહેલો નહતો.

"અને એક વખત મેં તમને ઉપદેશરાય પાસે જવા આજ્ઞા કરી હતી પણ તમે જાતે નહીં જતાં બીજા કોઈને મોકલીને કામ લીધું હતું. દોષ છૂપાવવા શાને મથો છો? હું તમને સૂચના કરૂં છું તે લક્ષમાં રાખજો. રાજ્યકાર્યમાં તમે મુદ્દલ લક્ષ આપતા નથી."

આ પ્રમાણે નજીવી બાબતોમાં મંત્રીના મોટા દોષ ગણાવી, મહારાજાએ પહેરેગીરની ખબર લીધી. ગઈ રાત્રે તેની થયેલી ચૂક બદલ તેને કંઈક દંડ કરવામાં આવ્યો હતો પણ આજે તો તેને કેદખાનાની જ શિક્ષા ઠોકી દીધી.

ત્યાંથી તે અંતઃપુરમાં ગયો રાણી પાસે જઈ તેણે કહ્યું: "આપણા ગૃહમાં આજકાલ સર્વ કંઈ અવ્યવસ્થિત ચાલતું મને જણાય છે. યુવરાજ પ્રથમ જેવો હતો તેવો હવે રહ્યો નથી. તેને ફાવે ત્યારે ઊઠે છે, મનમાં આવે ત્યાં જાય છે અને સૂઝે છે તે કરે છે! તે પ્રજાનો પક્ષ કરી, મારી વિરૂદ્ધ વર્તે છે, એનું કારણ શું છે?"

"મહારાજ, એમાં તેનો કશો અપરાધ નથી. આ સર્વ અનર્થનું મૂળ તેની સ્ત્રીજ છે. ઉદય પ્રથમ આવો ન હતો. જે દિવસથી શ્રીપૂરની કુંવરી સાથે તેનું લગ્ન થયું છે તે દિવસથી તેનામાં કાંઈ જુદો જ ફેરફાર થયો જણાય છે." રાણીએ કહ્યું.

મહારાજાએ કહ્યું: "ઉદયને તમે એકવાર બોલાવીને ઠપકો

આપો અને તે છતાં જો તે માનશે નહીં તો હું જાતે તેની ખબર લઈશ."

મહારાણીએ દાસી મોકલીને યુવરાજને પોતાની પાસે બોલાવ્યો અને તેના સામું થોડીકવાર જોઈ રહ્યા પછી જાણે પોતાને બહુ લાગણી હોય તેમ કહ્યું: "અરેરે, બાપુ, તું કેટલો બધો કૃશ બની ગયો છે! તારે અંગે કેવી શ્યામતા છવાઈ ગઈ છે! લગ્ન પૂર્વે તો આ સ્થિતિ ન હતી. કેવું સોના સરખું તેજ હતું! બેટા, તારી આવી સ્થિતિ કોણ કરી? પુત્ર, શ્રીપુરની કુંવરી જે કંઈ કહે, તેના પર તું કિંચિત્ પણ લક્ષ દેતો નહીં, હો? તેણે જ તારી આ અવસ્થા કરી મૂકી છે."

યુવરાજ સાંભળી રહ્યો.

રાણીએ આગળ બોલવું ચાલું રાખ્યું: "તે આપણા કરતાં ઘણા નીચા કુળમાં જન્મી છે; તે તને યોગ્ય સલાહ શી રીતે આપી શકે? હું તો સત્ય કહું છું કે, તે તને કદી પણ સારી સલાહ આપશે નહિ. તારા તરફ જેમ બીજાં તુચ્છ દષ્ટિથી જોશે તેમ તેને મન આનંદ થશે! મહારાજે આવી કર્કશા સાથે તારું લગ્ન કયાંથી કર્યું?" આટલું બોલી રાણીએ અશ્રુશ્રાવ શરૂ કર્યો.

યુવરાજે ઉત્તર નહીં આપવાનો નિશ્ચય જ કર્યો હતો. કાંઈ આડું અવળું બોલાઈ જવાય નહીં તે માટે પોતાની દષ્ટિ તેણે બીજી તરફ ફેરવી. તે તરફ એક વૃદ્ધ દાસી બેઠેલી હતી. તે હાથની ચેષ્ટા કરતી કરતી કહેવા લાગી: "શ્રીપુરની કુંવરી તો મોટી જાદુગારિણી છે; અને તેને ઘણા મંત્રતંત્રની માહિતી છે. તેણે કુંવરશ્રીના ઉપર કંઈ અજબ જાદુ કરી દીધું છે!"

આવું બોલતી બોલતી તે યુવરાજની સમીપ ગઈ અને તેને કહ્યું: "હું ખાત્રીથી કહું છું કે, કુંવરીએ જ આપના ઉપર કોઈ

મોહિનીમંત્રની અસર કરી દીધી છે. એ કુંવરી કોઈ જેવી તેવી સાધારણ બાઈ નથી. શ્રીપૂરની કુંવરી છે! અને એના નગરની સર્વ સ્ત્રીઓ ડાકિનીઓ હોય છે!! હાય, હાય રે, કુંવરશ્રીના શરીરમાં તો કાંઈ જ રહેવા નથી દીધું!" આટલું બોલીને તેણે એવી વિચિત્ર ચેષ્ટા કરી કે યુવરાજને ક્રોધ ઉપજ્યો, પણ તેણે નિગ્રહ કરી શાંતિ ધારણ કરી.

આ ઉપરથી મહારાણીને પાછો જુસ્સો ઉપજ્યો અને તે પ્રમાણે અંતઃપુરની સર્વ સ્ત્રીઓને પણ જાણે ચેપ લાગ્યો હોય તેમ સર્વ ત્યાં એકત્ર થઈ સુરમાનો કંઈ ને કંઈ વાંક કાઢવા લાગી! યુવરાજ ત્રાસી ગયો. "શ્રીહરિ" એવાં નિશ્વાસયુક્ત વેણ વદી, તે પોતાના મહેલમાં જતો રહ્યો.

સાયંકાળે રાણીએ રાજાને કહ્યું: "આજે મેં યુવરાજને સર્વ વાતે સમજાવ્યો છે. તે હજુ છેક બદલાઈ ગયો નથી. સમજાવીને કહીએ છીએ તો ધીરેથી સાંભળે છે. આજે હવે તેની શુદ્ધ ઠેકાણે આવી, છે એમ મને તો લાગે છે." રાજાએ રાણીને ધન્યવાદ આપ્યો.

૬

## વહાલમ વિનાની વનિતા.

સાયંકાળના સોહામણા સમયે બે યુવતીઓ ઉદ્યાનમાં વૃક્ષઘટા સમીપ એક વિરામાસન ઉપર બેઠેલી છે. તે યુવતીઓ અપરિચિત નથી. તે વિભા અને સુરમા છે.

વિભાના મુખપર ઉદાસીનતા જોઈ સુરમાને અત્યંત દુઃખ થયું. તેણે સ્નેહભાવે કહ્યું : " વિભા બહેન, તમે આજે આટલાં બધાં ઉદાસ કેમ છો ? તમારા મનનું દુઃખ મને શા માટે નથી જણાવતાં ? "

" ભાભીજી, મારૂં દુઃખ તમારાથી ક્યાં અજાણ્યું છે ? " વિભાએ ધીમે સાદે કહ્યું.

" હું કળી શકું છું તમારૂં દુઃખ ! પુષ્કળ દિવસ થયાં પતિદેવનાં દર્શન થયાં નથી તેથી તમને ઉદાસીનતા વ્યાપે એ કેવળ સ્વાભાવિક છે. તમે તેમને અત્રે પધારવા એક પત્ર લખી વિનતિ શાને નથી

કરતાં ? તમારા ભાઈ મારફત તે પત્ર ગુપ્ત રીતે રવાના કરવાની વ્યવસ્થા થઈ શકશે – જો તમારી ઈચ્છા હશે તો."

વિભાના પતિ, ચન્દ્રદ્વીપના રાજા રામચન્દ્રરાય હતા. એમના સંબંધી ઉક્ત સંવાદ ચાલી રહ્યો હતો.

મોઢું નીચું રાખી કુમારી બોલી: "જ્યારે તેમનો કોઈ આદરસત્કાર કરે એમ નથી; જ્યારે તેમને અત્રે નિમંત્રણ કરવાની આવશ્યકતા કોઈને જણાતી નથી, ત્યારે તેઓ અત્રે ન પધારે એજ ઈષ્ટ છે. કદી તેઓ સ્વતઃ તેવો વિચાર કરશે તે સમયે હું તેમને તેમ કરતાં અટકાવીશ. તેઓ પણ એક દેશાધિપતિ છે. જે સ્થાને તેમના અધિકારને યોગ્ય એવો સત્કાર તેમને ન મળે ત્યાં તેમણે શા માટે આવવું ? તેમનામાં એવી તે શી ન્યૂનતા છે કે પિતાજી તેમની તરફ અપમાનકારક વર્તન રાખે છે ?"

નિખાલસ હૃદયની સ્ત્રીમાં રહેલી પતિ પ્રત્યેની સ્વાભાવિક પ્રેમલાગણીએ આ શબ્દો રાજકુમારી પાસે બોલાવ્યા હતા. ક્રોધથી તેની કોમળ મુખમુદ્રા રક્તવર્ણી થઈ રહી. તેનાં નેત્રોમાંથી અશ્રુના બિંદુ સરવા લાગ્યાં અને તે ભાભી તરફ જોઈ રહી. સુરમા વિભાને પોતાના હૃદય સરસી ચાંપી અશ્રુ લૂછતાં બોલી: "બહેન, હું તમને એક પ્રશ્ન પૂછું છું. કદી તમે પુરૂષ હોત અને શ્વસુરપક્ષ તરફથી તમને તમારાં પત્નીને ત્યાં જવા નિમંત્રણ થયું હોત, તો તમે શું કરત ? શું તમે ત્યાં ન જાત ?"

"નહિ જ, ખચીત નહિ, નિમંત્રણ થયું હોય તોયે શું ? પણ આવા શ્વસુર – ગૃહનો તો સ્વપ્ને સુદ્ધાં હું વિચાર ન કરૂં. ભાભી, તમેજ બોલોને ? જ્યારે, તમને કોઈ આદરપૂર્વક બોલાવે નહીં ત્યારે તમને અત્રે આવવું કેમ ગમે ?"

વિભાનો સ્વભાવ એવો હતો કે, તે પોતાના મનની વાત

સ્પષ્ટપણે કદીપણ જણાવતી નહિ. પણ આજે તે આવેશમાં ઘણું બોલી ગઈ. આટલે સમયે પોતે શું બોલી ગઈ તેનું તેને ભાન થયું. તેને લાગ્યું કે—આજે હું તદ્દન નિર્લજ્જ બની, સંકોચ, વિનય, મર્યાદા, સર્વનું ઉલ્લંઘન કરી ગઈ છું; અને અયોગ્ય રીતે ન કહેવાનું કહી ગઈ છું. ધીરે ધીરે તેને ગ્લાનિ વ્યાપી અને તેના અંતર્નો વિષાદ વધવા લાગ્યો. તે પોતાનુ મોઢું બે હાથે ઢાંકી, મસ્તક સુરમાના અંકમાં રાખી, લજ્જાળુ બની ગઈ. સ્નેહાળ ભાભીએ તેના ઉશ્કેરાયલા ચિત્તને વધુ ઉશ્કેરવું વાજબી ન વિચાર્યું. કેટલોક સમય આ સ્થિતિમાં જ વ્યતીત થયો. બેમાંથી કોઈ કાંઈ બોલ્યાં નહીં.

સમય કોઈની પણ વહારે ધાતો નથી કિંવા કોઈના સુખ દુઃખ સાથે કશો સંબંધ રાખતો નથી. સંધ્યા સમય પોતાના નિયમાનુસાર બદલાઈ, રાત્રિના આકારમાં ફેરવાઈ ગયો. રાજમહેલો, નગરનાં મકાનો અને માર્ગોમાં દીવા થયા.

સુરમાએ રાજકુમારીને તેની ખબર આપવા કહ્યું: “બહેન રાત્રિ થઈ છે.”

વિભા હળવે હળવે બેઠી થઈ. નેત્ર સાફ કરી તેણે કંઈક સ્મિત કર્યું. તે સ્મિતનો એટલો જ અર્થ હતો કે ‘આજે મેં આ શી નાદાની કરી?’ ધીરે રહીને પોતાનું મુખ નીચું રાખીને તે ત્યાંથી ચાલી જવા ઉઠી પણ સુરમાએ તેને તે પ્રમાણે કરવા દીધું નહીં. તેણે તેનો હાથ મજબૂતપણે પકડી રાખ્યો, અને પ્રથમ વીતી ગયેલા પ્રસંગને જરા પણ ન છેડતાં કહ્યું: “વિભા બહેન, આજે કાકાજી પધાર્યા છે. તમને ખબર છે કે?”

“શું મારા વસન્તરાય કાકા આવ્યા છે?”

“હા, તેઓ આવ્યા છે.”

“ક્યારે આવ્યા?” ઉત્કંઠાથી કુમારીએ કહ્યું.

" આજે પ્રાતઃકાળમાં. "

" અને હજુ સુધી તેઓ મને મળ્યા નહીં ? "

વિભાના મનમાં પુનઃ ખિન્નતાએ પ્રવેશ કર્યો. કાકાજીને મળવા તેના મનમાં ઘણી ઉત્સુકતા હતી, પણ તે વિચાર આજ તે સ્પષ્ટપણે વ્યક્ત કરી શકી નહીં. કારણ કે એક પ્રસંગે વિભા તેમને મળવા ગઈ હશે ત્યારે વસંતરાય પુષ્કળ સમય સુધી ઉદયાદિત્ય સાથે વાત કરતા રહ્યા અને વિભાને વાટ જોતાં ત્રણ કલાક ત્યાં બેસી રહેવું પડ્યું; તે પ્રસંગે તેને એટલું બધું ખોટું લાગ્યું હતું કે, ત્યાર પછી કોઈ પણ દિવસ તેણે કાકાજી સાથે ખુલ્લા અંતઃકરણે વાતચીત કરી ન હતી, પણ એટલામાં સંગીતનો સુમધુર સ્વર શ્રવણે પડ્યો. તે સાંભળી વિભાની ખિન્નતા દૂર થઈ. તેને પુષ્કળ હસવું આવ્યું, સંગીતનો સ્વર ધીમે ધીમે પાસે આવ્યો અને થોડીક જ વારમાં એક કુશળ સૂત્રધારની માફક કાકાશ્રીની પ્રશાન્ત મૂર્તિ સિતાર સાથે એ ખંડમાં દાખલ થઈ.

વિભાનું મ્હોં ઉંચું કરી સુરમા બોલી : " કાકાજી, જુઓ વિભા બહેનનું હાસ્યયુક્ત વદન જોવાને આજે તો આપને કાંઈ પ્રયાસ કરવો નથી પડ્યો કેની ? "

વસંતરાયે સિતારના સ્વર બંધ પાડ્યા અને ઉત્તર આપ્યો : " ના, પણ મને એમ લાગે છે કે, એવી રીતે હસીને તે મારી મશ્કરી કરે છે. તે એમ માને છે કે પુષ્કળ હસ્યા સિવાય ડોસો અહીંથી ખસશે નહીં, માટે હજુ વિશેષ હસું; પણ હું તેનો એ હેતુ કળી ગયો છું અને એ પ્રકારે મને અહીંથી પાછો વાળવાનો એનો વિચાર ફેરવીને તેણે એ લક્ષમાં રાખવું જોઈએ કે, આવી કપટભરી

યુક્તિમાં હું ફસી પડું એમ નથી. હું અત્રે આવ્યો છું, ત્યારે તેને જરાક એવો ચટકો લગાડતો જઈશ કે જેટલા દિવસ સુધી તેને મારી પુનઃ ભેટ થાય નહિ તેટલા દિવસ તેને મારા આ મિલનની ઠીક સ્મૃતિ રહે."

સુરમા સ્મિત કરતાં બોલી: "જુઓ, કાકાજી, વિભા બ્હેન મને કાનમાં કહે છે કે, સ્મૃતિ તાજી રહે તેટલા માટે જ ચટકાની જરૂર હોય તો આટલા દિવસ થયાં લાગેલો ચટકો પૂરતો છે! પછી વારંવાર તેમ કરવાથી વિશેષ ફળ શું છે?"

વસંતરાયને તે સાંભળીને આનંદ થયો.

"નહીં, નહીં, મેં કંઈ પણ કહ્યું નથી. ભાભીજી અમસ્તાં કહે છે." વિભા એકદમ વચ્ચે બોલી ઉઠી.

"કાકાજી, આપની અભિલાષા તો પૂર્ણ થઈ કેની? મારી વહાલી બ્હેનનું હાસ્ય આપને નીરખવું હતું તે આપે નીરખ્યું. તેમનું ભાષણ સાંભળવાની લાલસા હતી તે પણ ફળી. ત્યારે મને લાગે છે કે, આપ હવે તો તુર્ત જ સ્વદેશ પાછા ફરશો!" સુરમાએ પૂછ્યું.

વસંતરાયે ઉત્તર આપ્યો: "ના. હજુ મને જવાની વાર છે. મારા માથામાં જેટલા સફેદ વાળ છે, તે સર્વ મારી વિભા પાસે મારે ટૂંપાવી કઢાવવા છે, અને જેટલાં નૂતન ગીત મેં પાઠે કર્યાં છે તે એક વખત એને સંભળાવવાં છે. તે પછી જ હું જઈશ."

વિભાને કાકાજીનો આનંદી સ્વભાવ આજે બહુ જ ગમ્યો. તેનાથી બેસી રહેવાયું નહિ. તે હસતી હસતી બોલી: "પરંતુ કાકાજી, આપના અર્ધા મસ્તક પર તો વાળ છે જ નહિ, તેનું કેમ?"

વસંતરાયનો મનોરથ સફળ થયો. આ મેળાપ સમયે કુમારીના સ્વભાવમાં તેને ચમત્કારિક ફેરફાર જણાયો. પ્રથમ ઘણે સમયે જ્યારે તેઓ મળવા આવતા ત્યારે એકનો એક જ પ્રશ્ન હઝાર વખત પૂછતા; પણ તે કશો ઉત્તર દેતી નહિં. પણ આજ કંઈ પણ પ્રયાસ વગર આટલું બોલતી હતી તે જોઈ તેમને અતિ આનંદ થયો.

પોતાના કેશશૂન્ય મસ્તક પર હાથ ફેરવતાં વસંતરાય કાકા બોલ્યા, "જે સમયે મસ્તક કેશથી ભરેલું હતું તે સમયે આટલે દૂર આવી તને વિનવવાનું કંઈ પ્રયોજન હોય ખરૂં કે? એ વખત તો એક સફેદ વાળ જણાતાં જ તારા જેવી પાંચ દશ છોકરીઓ તે કાઢવાને દોડી આવતી અને ઉતાવળમાં એક સફેદ વાળ સાથે દશ કાળા પણ ખેંચી કાઢતી!! આજ તે વખત ગયો છે અને તેથી મારે અહીં સુધી આવવું પડયું છે!"

"કાકાજી, જ્યારે તમારૂં મસ્તક કેશથી ભરપૂર હતું ત્યારે તમે હાલનાં કરતાં પણ વધારે સુંદર હશો, કેમ?"

"એ વિષે ઘણો મતભેદ છે. તને અને યુવરાજને મારા કાળા કેશ જોવાનો અવસર પ્રાપ્ત ન થયો તેથી તમે મારૂં કેશરહિત મસ્તક નીરખીને જ રાજી થાઓ છો, પણ તારી માના ભાગ્યમાં મારૂં આ મસ્તક જોવાનું નિર્માણ ન હતું તેથી તેણે મારા કાળા વાળ અને પાછળથી ભૂરા જોઈને જ સંતોષ માન્યો. પરંતુ જેઓએ એ બન્ને પ્રકારના કેશ જોયા છે તેઓ હજુ નિર્ણય પર નથી આવી શકતાં કે ઉત્તમ કિયા?"

"આપ ચાહે તે કહો પણ જેટલા કેશ ગયા છે તેથી વિશેષ હવે પ્રથમ જશે તો પછી આપનો ચહેરો આટલો તો સુન્દર નહીં જ કે એમાંથી દેખાય." વિભાએ સ્મિત કરતાં કહ્યું.

"કાકાજી, શ્વેત – કૃષ્ણનો નીવેડો પછીથી થઈ રહેશે; પણ પ્રથમ મારાં વિભા બહેન સંબંધી કાંઈ વિચાર કરવો ઉચિત છે." સુરમાએ રામચંદ્રરાય સંબંધી વાત છેડી.

રાજકુમારી ચપળતાથી ઉઠીને વસંતરાયની પાસે જઈને બેઠી અને બોલી: "કાકાજી, હું આપના વાળ ટૂંપી કાઢું છું."

સુરમાએ સ્મિત સહિત વક્રદૃષ્ટિ કરીને કહ્યું: "મેં હજી મારૂં કહેવું પૂરૂં કર્યું નથી, ત્યાં વચ્ચે તમારી વાત તમે કેમ લાવો છો?"

તેના બોલવા તરફ કશું યે ધ્યાન આપ્યું ન હોય તેમ દેખાય કરતી વિભા બોલી: "કાકાજી, હું આપના—"

"વિભા બહેન" અધવચ્ચ સુરમા બોલી: "મને જરા બોલવા દેશો ખરાં કે નહીં?"

વિભા પુનઃ કાકાજીને ઉદ્દેશીને કહેવા લાગી: "તમારી ગર્દન પર તો શ્વેત કેશ સિવાય બીજું કંઈ જ જણાતું નથી; અને તે કાઢી નાંખ્યા પછી તો તમારૂં મસ્તક તમારી હથેલીની પેઠે સ્વચ્છ બની રહેશે!"

"બેટા, વિભા, સુરમાદેવી શું કહે છે તે જ્યારે તું મને મુદ્દલે સાંભળવા દેતી નથી ત્યારે તો હું હિંદોલ રાગ ગાવાનો આરંભ કરૂં છું." એટલું કહીને વસંતરાયે સિતાર હાથમાં લીધી અને તેના તાર છેડવા માંડયા.

વિભાને હિંદોલ રાગની ખૂબ ચીડ હતી; તેથી તે બોલી:

"જો હિંદોલ રાગ ગાશો તો હું હમણાં જ અહીંથી જતી રહીશ." કાકાશ્રીએ સૂર ચાલુ જ રાખ્યા; એટલે વિભા ખીજવાટ બતાવતી જતી રહી.

તેના ગયા પછી સુરમા બોલીઃ “ વિભા બહેનની સ્થિતિ ખરેખર દિન પ્રતિદિન દુઃખપ્રદ બનતી જાય છે. તે બિચારાં મનમાં ને મનમાં ઝુર્યા કરે છે. ”

વસંતરાયે અતિ ઉત્કંઠાથી પૂછયું: “ શું મારી વિભા દુઃખી છે ? ”

“ જમાઈરાજનું નામ સુદ્ધાંત સાસુજી લેતાં નથી ! શું વર્ષમાં એકાદ વખત પણ તેમને અત્રે બોલાવવા ન જોઈએ ? ”

“ ખરૂં છે. પ્રતાપે તેમને નિમંત્રણ આપવું જ જોઈએ. ”

“ પણ બોલાવે છે કોણ ? આપ જ વિચારી જુઓ કે, આવી રીતે પોતાના પતિનું અપમાન કઈ નારી સહન કરી શકે ? વિભા બહેન તો ઘણાં સુશીલ છે તેથી કોઈની આગળ કાંઈ પણ બોલતાં નથી. પરંતુ, કાકાજી, એથી એમને જ ગેરલાભ થાય છે. તે બિચારાંને મનમાં ને મનમાં દુઃખી રહેવું પડે છે ! જ્યારે જુઓ ત્યારે વિચારગ્રસ્ત જ દેખાય છે ! ”

“ અરેરે, શું એ બિચારીની એવી સ્થિતિ છે ? ઘણું જ ખોટું ! ” વસંતરાય નિસાસો નાંખી ચિંતાતુર બની ગયા.

“ આપના આગમન પૂર્વે આજે મારી પાસે એ પુષ્કળ રડયાં હતાં. ” સુરમાએ કહ્યું.

“ અરેરે ! મારી બાલુડી આજે રડી છે ? ”

“ હા, મુરબ્બી. ”

“ તેને અત્રે બોલાવી લાવ. હું તેને આશ્વાસન આપું – હું તેને સમજાવું. ”

સુરમા વિભાને બોલાવી લાવી. વસંતરાયે તેને પોતાની પાસે બેસાડી વહાલથી પૂછયું: “ બેટા, તું કેમ શોક કરે છે ? તને જે

દુઃખ હોય તે મને શા માટે કહેતી નથી? તારૂં દુઃખ નિવારણ કરવાને મારા પ્રાણ હશે, ત્યાં સુધી પ્રયાસ કરવામાં હું જરા પણ બાકી નહીં રાખું. તું દુઃખી ન થા. તું મુંઝા નહીં. આ બુઢ્ઢો જીવે છે, ત્યાં લગી તારે લગારે ગભરાવાની જરૂર નથી. જો બેટા, હું અત્યારે જ પ્રતાપ પાસે જાઉં છું. સર્વ વ્યવસ્થા કરાવું છું."

રાજકુમારી બોલી; "કાકાજી, હું તમારે પગે પડું છું. મારા વિષે પિતાજી કને એક શબ્દ પણ બોલવાની જરૂર નથી. હું સત્ય કહું છું. એથી તેઓ નાહક મારા તેમજ તમારા ઉપર ગુસ્સે થશે."

તે બોલતી જ રહી અને વસંતરાય ત્યાંથી ઊઠીને ચાલતા થયા. રાજા પાસે જઈને તેમણે કહ્યું: "પુત્ર, પુષ્કળ દિવસ વીત્યા છતાં, તારા જમાઈને કેમ તું અત્રે બોલાવતો નથી? તું તેનું ઘણું અપમાન કરે છે. યશોહરના રાજાના જમાઈનું જે સન્માન થવું જોઈએ તે ન થતાં તેના રાજાની પ્રતિષ્ઠાની હાનિ થાય છે, એમાં કાંઈ શોભા નથી, સમજ્યો?"

પ્રતાપાદિત્ય એક પણ વિરૂદ્ધ શબ્દ બોલ્યો નહીં. એક મનુષ્યને પત્ર આપી તેણે ચન્દ્રદ્વીપ મોકલ્યો.

વસંતરાય ત્યાંથી અંતઃપુરમાં ગયા. અને વિભાને પોતાની પાસે બોલાવી સન્મુખે બેસાડી અને પછી પોતાની સિતાર બજાવવા લાગ્યા.

વિભાએ કંઈક લજ્જાથી પૂછ્યું: "કાકાજી, પિતાજી સન્મુખ સર્વ વૃત્તાંત કહી આવ્યા કે?"

વસંતરાયે ઉત્તર આપવાને બદલે વાદન ચાલુ રાખ્યું. રાજકુમારીએ સિતારપર પોતાનો હાથ મૂકી સ્વર નીકળતો બંધ કર્યો અને ઉપલો જ પ્રશ્ન પુનઃ કર્યો.

એટલામાં તેનો નાનો ભાઈ સમરાદિત્ય ત્યાં આવ્યો અને બોલ્યોઃ "કેમ, કાકાજીને સતાવે છે કે? ઉભી રહે. હમણાં જઈને બાને કહું છું."

"અરે નહિ, નહિ." કહેતાં વસંતરાયે તેને જતો અટકાવ્યો.

વસંતરાયના હાથમાંથી છૂટવા સમરે પુષ્કળ પ્રયત્ન કર્યા પણ વસંતરાયે તેને એવો તો પકડી રાખ્યો કે તે દિવસે તો તેનાથી ત્યાંથી ખસાયું નહીં અને તેના વેરમાં તેણે વસંતરાયની સિતારના ચાર પાંચ તાર તોડી નાંખ્યા!

# ૭

## ચન્દ્રદ્વીપાધિપતિ

ચન્દ્રદ્વીપાધિપતિ રામચન્દ્રરાય પોતાના રમ્ય મહેલના દરબારી દીવાનખાનામાં બેઠા હતા. દીવાનખાનું અષ્ટકોણ હતું. દીવાનખાનાની ભીંતપર નાના પ્રકારનાં ચિત્ર કાઢેલાં હતાં; અને ઉત્તમ શિલ્પકારોને હાથે બનેલી માટીની સુંદર આકૃતિઓ ઠેકઠેકાણે ગોઠવેલી હતી. જમીનપર મખમલનો ગાલીચો બિછાવેલો હતો અને તેના ઉપર એક ભાગમાં જરીની ગાદી પાથરેલી હતી. આ ગાદીપર ભૂપતિ વિરાજમાન હતા. આસપાસની ભીંતપર કોઈ કોઈ સ્થળે મોટા આયનાઓ ટાંગેલા હતા. તે એટલા ઉંચા હતા કે તેમાં જોનારને પોતાનું મોં દેખાતું નહિ. અન્ય એક સ્થળે નાના આરસા ગાલીચાની બાજુમાં મૂકવામાં આવ્યા હતા. તેમાં જોનારને પોતાના શરીરની જુદી જુદી ચિત્રવિચિત્ર આકૃતિઓ જણાતી. મહારાજાની વામ બાજુએ એક હુક્કો પડ્યો હતો; અને પાસે જ દીવાન હરિરાય બેઠા

હતા. રાજાની જમણી પાસ ગાદીની નીચે થોડે અંતરે વિનોદી બ્રહ્મદેવ રામ અને તેની પાસે સેનાપતિજી નાકે ચશ્મા ચઢાવીને બેઠા હતા અને એ પછી યથાનુક્રમે બીજા દરબારીઓ ગોઠવાયલા હતા.

રાજાએ કહ્યું: "ભૂદેવ!"

વિકૃત મુખ કરી ભૂદેવ બોલ્યો; "જી હઝુર."

તેનું વિકૃત મુખ જોઈ રાજાને હાસ્ય ઉત્પન્ન થયું. મંત્રીને રાજાથી અધિક હસવું આવ્યું. સેનાપતિ, તાળી પાડી હસવા મંડયો અને તે જોઈ ભૂદેવોનાં નેત્ર ચમકવા લાગ્યાં.

રામ બોલે ને પોતે હસે નહીં તો અરસિકતાનો આક્ષેપ પોતાની ઉપર આવે એમ ગણી રાજા હસ્યો હતો. રાજા હસે એટલે આપણે હસવું જ જોઈએ એમ ગણી મંત્રી વધુ હસતો હતો. સેનાપતિ, હાસ્યનું વાસ્તવિક કારણ સમજતો ન હતો પણ જે પ્રસંગે સર્વ કોઈ હસે, તે પ્રસંગે તેમનું કાંઈ પણ સંગીન કારણ હોવું જોઈએ એમ માની તે તાળી પાડી હસતો હતો! બાકીના સર્વ કોઈ 'यथा राजा तथा प्रजा' એ ન્યાયાનુસાર હસતા હતા! દરબારમાં એક પણ મનુષ્ય એવો ન હતો કે જે રામ બોલે ને હસે નહીં. તે ઉપરાંત જે કોઈ ન હસે તેને રડાવ્યા સિવાય તે રહેતો જ નહીં. ઘણા તો રાજાની ભીતિને લીધે અને વિદૂષક તરફથી પરિહાસ થાય તે કારણે કૃતિમ હાસ્યભાવ પ્રગટ કરતા હતા. દરબારમાંનો અધિકારી વર્ગ જ માત્ર હસતો; એટલું જ નહીં પણ દ્વાર ઉપરના પેહેરેગીરો સુદ્ધાંત હસવું ખાળી રાખતા નહિ. ભૂદેવનો આટલો બધો હાસ્યકંદનાધિકાર દરબારી લોકપર પ્રસર્યો હતો.

રામને લાગ્યું કે, આ સમયે કોઈ પ્રકારનો વિનોદ કરવો તો આવશ્યક છે; તેથી તે ચેષ્ટા કરતો બોલ્યો: "કૃપાળુ, સાંભળ્યું છે કે સેનાપતિજીના ગૃહમાં ચોર પેઠા હતા!"

પોતાની મજાકથી ભૂદેવે શરૂઆત કરી, તેથી સેનાપતિ આકળ વિકળ થઈ ગયો. તે પરિહાસથી ડરતો હતો. પણ રાજાને તો ખાસ કરીને બે જ વિષયના હાસ્ય વધુ પ્રિય હતાં. પ્રથમ, ઘેટાંની સાઠ મારી અને બીજો વિષય, સેનાપતિ વિષે રમુજ! આથી સેનાપતિની હાંસીના વિષયને રાજેન્દ્રે જ આગળ વધાર્યો: "પછી શું બન્યું?"

રામે કહ્યું: "હઝુર, વિનતિ છે કે—"

સેનાધિપતિ તે વખતે ત્યાંથી ઉઠવાની તૈયારી કરતો હતો. તે જોઈને ભૂદેવે કહ્યું: "ત્રણ ચાર દિવસથી ચોર લોક સેનાપતિના ઘરમાં આવજા કરતા હતા; સેનાપતિજીનાં પત્ની તેઓશ્રીને નિદ્રામાંથી જાગૃત કરવાના ઘણા પ્રયત્ન કરતાં. સેનાપતિજીની નિદ્રા કુંભકરણની નિદ્રાથી ઉતરે એવી ન હતી!"

રાજા પેટ પકડીને હસવા લાગ્યો. મંત્રી હસી હસીને થાકી ગયો. તે બન્નેને હસતા જોઈ સેનાપતિ પણ કૃતિમ હાસ્ય કરવા લાગ્યો.

ભૂદેવ આગળ બોલ્યો: "સેનાપતિથી બાઈશ્રીની વાક્‌વૃષ્ટિ સહન થઈ શકી નહીં. તેમણે હાથ જોડીને કહ્યું: 'ક્ષમા કર. ચોરોને આજ રાત્રે જરૂર હું પકડીશ.' બે ઘટિકા રાત્રિ વીતતાં જ ચોર ગૃહમાં દાખલ થયા. સેનાપતિની પત્નીએ તે જોતાં જ કહ્યું, 'જુઓ, જુઓ, ચોર આવ્યા.' સેનાપતિએ ઉત્તર આપ્યો: 'શું આટલી વારમાં ચોર આવ્યા! દીવો હજી તો પ્રકટેલો છે. હું જાગૃત છું અને તે છતાં ચોર આવ્યા? મને જોઈને તેઓ અવશ્ય નાસી જશે.' પછી તેમણે ચોરોને ઉદ્દેશીને કહ્યું: 'આજ તમને હું નહિ પકડું. દીવાના પ્રકાશથી આખા ઘરમાં અજવાળું હોવાથી તમને નાસી જવાનો સારો લાગ મળશે. કાલે આવજો, જોઉં છું કે અંધકારમાં તમે કેવી રીતે નાસી જઈ શકો છો?"

રાજાએ અટ્ટહાસ્ય કરતાં પૂછ્યું: 'પછી?'

રામે જોયું કે રાજા હજુ તૃપ્ત થયો ન હતો તેથી તે આગળ બોલ્યોઃ "કારણ ગમે તે હો પણ ચોર કંઈ તેમના ડરાવ્યા ડર્યા નહીં. બીજે દિવસે માત્ર એક ચોર સેનાપતિજીને ઘેર ગયો. તેમની પત્નીએ તેમને ચોર આવ્યાની ખબર આપી. સેનાપતિએ કહ્યુંઃ— "તમે જ ઊઠોની?" સેનાપતિનું આવું કહેવું સાંભળી તેની સ્ત્રી ઉગ્ર બની. પણ તે ઊઠી નહી. સેનાપતિ આથી વિશેષ ક્રોધિત થઈ બોલ્યાઃ "તને જ્યારે ખબર હતી કે ચોરો આવશે ત્યારે દીવાનું સાધન શાને તેં ન રાખ્યું? જા, હવે દીવો લાવ અને મારી બંદૂક પણ લાવજે." આટલા સમયમાં ચોર તો પોતાનું કાર્ય સફળ કરી થોડે દૂર જઈ બોલ્યોઃ 'શ્રીમાન્, જરા તંબાકુ આપો તો કૃપા. એક ચલમ પી લઉં. મહેનત ઘણી પડી છે.' સેનાપતિ તે ઉપરથી ઘણા ગુસ્સે થઈ તેને ધમકાવી બોલ્યાઃ "ઊભો રહે! તારે તંબાકુ જોઈએ છે, કેમ? ખબરદાર, જો મારી પાસે આવ્યો તો? આ બંદુકથી તારૂં શીશ ઉડાવી દઈશ." ચોર બોલ્યોઃ "ઘરમાં પ્રકાશ હોત તો આટલી વીટંબણા નડત નહીં. ખાતર પાડી ઘરમાં પેઠો ખરો પણ હવે રસ્તો જડતો નથી." સેનાપતિ બોલ્યાઃ "ઊભો રહે. તને બતાવું છું." તેમણે દીવો પ્રકટાવ્યો. ચોરને તો એટલું જ જોઈતું હતું. તે તુર્ત જ પલાયન થઈ ગયો. સેનાપતિજી તેની પાછળ દોડયા પણ તેમના શરીરનુ વજન તેમનાથી જ ઉચકી શકાયું નહીં અને ચોર સર્વસ્વ લઈ ગયો!"

રાજાએ સેનાપતિને પૂછ્યુંઃ "શું આ બધું ખરૂં છે, સેનાપતિજી?"

ભૂદેવ બોલ્યોઃ "કૃપાળુ, એક જ બાબત કહેવી રહી ગઈ. સેનાપતિજી ચોરની પાછળ દોડતા હતા ત્યારે "ચોર ચોર" એમ બૂમ પાડતા હતા અને તે સાંભળી હું જાગૃત થઈ ગયો! જોઉં છું તો મારા પડખામાં મારી સ્ત્રી સિવાય બીજું કોઈ ન હતું!"

રાજા અને મંત્રી ખૂબ હસ્યા! સેનાપતિને શાંતિ થઈ કે

આખરે બ્રાહ્મણે મારી લાજ રાખી ખરી અને પોતે સ્મિતવદને તેની તરફ જોઈ રહ્યા.

રાજાએ વિષય બદલ્યો: 'ભૂદેવ, હું યશોહર જવા ધારૂં છું."

વિચિત્ર મુખચેષ્ટા કરી રામ બોલ્યો: "असारं खलु संसारं सारं श्वसुरमंदिरं" શ્વસુરગૃહમાં જ સર્વ કાંઈ સાર છે! ભોજન, શયન, સન્માન, એ સાર – અસાર એક જ જુઓ તો સ્ત્રી છે!"

રાજાએ હસીને પૂછ્યું: "કેમ ભૂદેવ, તારી સ્ત્રીનો શું તારા પર પ્રેમ નથી?"

રામે હાથ જોડી કહ્યું: "મહારાજ, તેને મારી અર્ધાંગના કહેવી, એ યોગ્ય જ નથી. ત્રણ જન્મ સુધી હું તપશ્ચર્યા કરૂં તોપણ તેના અર્ધા અંગ બરોબર નહીં થઈ શકું! મારા જેવાં પાંચ શરીરનો ગાંસડો કરો તોપણ તે તેના અર્ધા અંગ જેટલો નહીં થાય!"

સર્વ દરબારીઓ આ સાંભળી હસવા લાગ્યા. સર્વ તેના કહેવાનો ભાવાર્થ સમજ્યા. માત્ર એક સેનાપતિને કંઈ સમજ પડી નહિ અને તેથી જ તે સર્વથી વિશેષ હસ્યા!

રાજા બોલ્યા: "મેં સાંભળ્યું છે કે, તારી સ્ત્રી ઘણી ચતુર છે અને વળી ગૃહકાર્યમાં કુશળ છે."

રામ: "શું કહું મહારાજ! મારા ગૃહમાં સર્વ કાંઈ ઉત્તમ પ્રકારનું જ છે અને ઉત્તમતા એટલી વધી પડી છે કે, મારાથી તો ત્યાં ક્ષણભર પણ ટકાતું નથી. જરા વાર ઘરમાં બેઠો કે, મારા સુશીલ કુટુંબ તરફથી એવો એક ઝપાટો પડે છે, કે મારે નાસવું ભારે થઈ પડે છે. જ્યારે હું અત્રે આવું છું ત્યારે જ મારા જીવને કંઈ શાન્તિ વળે છે."

રામ કદી ઘેર આવ્યો હોય અને આનંદથી તેણે પોતાની સ્ત્રી સાથે વાતચીત કરી હોય એવું કોઈ દિવસ પણ બનતું નહિ. રાજસભામાં વિચિત્ર ચેષ્ઠા કરી સર્વને તે હસાવતો પણ તેની સ્ત્રીના નસિબમાં તેના તરફનો વિનોદ ન હતો. ઘરમાં તો તેનો ભાવ જુદા જ પ્રકારનો હતો. તેની પત્નીના સ્વભાવનું વર્ણન કરતા હાસ્યભાવને સ્થાને કરૂણરસ પ્રકટે એવો સંભવ છે. તેની સ્ત્રી વાસ્તવિક રીતે ઘણી કૃશ હતી છતાં રામ બહાર તેને સ્થૂલદેહિની તરીકે વર્ણવતો હતો !

હાસ્ય – લીલા સમાપ્ત થતાં રાજાએ વિદૂષકને કહ્યું: "તને પણ મારી સાથે લઈ જવો છે. સેનાપતિને પણ સાથે લેવા મેં વિચાર રાખ્યો છે."

સેનાપતિના અંગમાં પરસેવો થવા લાગ્યો. ભૂદેવ પુનઃ વાગ્બાણ શરૂ કરશે એવો તેને ભય લાગ્યો. તે પોતાનાં ચશ્માં કાઢી, પુનઃ નાકપર ચઢાવવાના કાર્યમાં રોકાયો.

રામ તક ચૂકે એવો ન હતો. તે બોલ્યો: "સેનાપતિજી, ત્યાં જવામાં કોઈ પ્રકારની આપત્તિ કે ત્રાસ નડે તેમ નથી. તે તો ઉત્સવસ્થાન છે."

વિષય ઠીક નીકળ્યો છે, એમ ધારી રામને રાજાએ પૂછ્યું: "ત્યારે શું ઉત્સવને સ્થાને જવું, એજ સેનાપતિને વધુ પસંદ છે?"

રામ: "હા જી, આ ચશ્માં તેઓ તે માટે જ સાફ કરવામાં અત્યારે રોકાયા છે! રાત્રિ દિવસ ચશ્માં તો ચઢાવી જ રાખે છે. નિદ્રામાં હોય ત્યારે પણ ચશ્માં તો ખરાં જ; કારણ ચશ્માં ન હોય તો એમને સારાં સારાં સ્વપ્નાં જોતાં અડચણ પડે છે! લઢાઈમાં જાય ત્યારે પણ ચશ્માં રાખે છે. પણ કૃપાળુ, મને તો ભય એ લાગે છે કે

બંદૂકની એક ગોળી તેમનાં ચસ્માંને લાગી તો સામી ગોળી લગાવતાં એમને અડચણ તો પડવાની જ ! કેમ હઝુર, સત્ય કહું છું કે નહિ ?" છેલ્લો પ્રશ્ન તેણે સેનાપતિને સંબોધીને કર્યો.

સેનાપતિએ હસતાં હસતાં ડોકું ધુણાવ્યું.

એ પછી તેમણે ઉભા થઈ ગૃહે જવાની આજ્ઞા માગી.

રાજાએ કહ્યું; "યશોહર જવાની તૈયારી જલદી કરજો. મંત્રી પણ આવનાર છે."

મંત્રી અને સેનાપતિ બન્ને ત્યાંથી વિદાય થયા. તેના ગયા પછી રાજાએ પૂછ્યું: "યશોહરમાં સર્વ લોકે ગઈ વેળા મારી કેવી મશ્કરી કરી હતી, એ સર્વ વૃત્તાંત તું જાણે છે, કે નહીં !"

ભૂદેવ: "હા જી, સાંભળ્યું હતું ખરૂં કે, મહારાજની પાછળ પૂછડું લગાવ્યું હતું !"

રાજા આ સાંભળી હસ્યો તો ખરો, પણ તેના મનમાં ચિન્તા થઇ કે વિદૂષકને આ વાતની ખબર પડી એ ઠીક થયું નહીં. વિદૂષક સિવાય કાઈ અન્યને જાણ થઈ હોત તો કાંઈ હાનિ ન હતી. તે મૂંગો મૂંગો હુક્કો પીવા લાગ્યો.

વિદૂષક બોલ્યો: "મહારાજ, આપના શ્વસુરના એક દૂતે એક વેળા મને આવીને કહ્યું કે તમારા રાજાને પૂચ્છ છે તેથી તેઓ હનુમાન છે, એવું અમે લગ્ન પહેલાં જાણતા ન હતા ! ત્યારે મેં તેને ઉત્તર દીધો કે પ્રથમ શી રીતે જણાય ? પ્રથમ રાજાજીને પૂચ્છ ન હતું. એ તો જે દિવસથી તમારે ત્યાં લગ્નસંબંધ થયો છે, તે દિવસથી, જે દેશનો જેવો આચાર તે પ્રમાણે તેઓ વર્તે છે !"

વિદૂષકનું ઉક્ત વચન સાંભળી રાજા સંતુષ્ટ થયો. તેના દ્વારા

પોતાનું અને પોતાના પૂર્વજોનું મુખ ઉજ્જવલ રહ્યું અને પ્રતાપાદિત્યનો સૂર્ય, રાહુગ્રસ્ત થયો, એમ તેને લાગ્યું.

રામચન્દ્રરાયને યુદ્ધ શૌર્યાદિ વિષય વિષે કાંઇ અનુભવ ન હતો અને તે સંબંધી તે કદી વિચાર પણ ન કરતા પરંતુ આવી નિર્જીવ વસ્તુને માટે પણ જાણે યુદ્ધવિષય સંબંધી વિચાર કરતા હોય તેમ વિચારગ્રસ્ત બનતા. આટલા દિવસ સુધી પોતાનો ઘણો અપમાનાસ્પદ પરાજય થયો છે, એમ તેઓ ગણતા હતા, અને એ વાત રાત્રિ દિવસ તેમના કાળજાને કોતરી ખાતી. તેમને એ વિષે ઘણી લજ્જા ઉપજતી અને એવું લજ્જાયુક્ત જીવન ગાળવા કરતાં ધરણી માતા માર્ગ દે તો તેમાં સમાઇ જાઉં, એમ વિચાર થતો. પણ વિદૂષકે સચોટ ઉતર આપ્યો છે, એમ જ્યારે તેમણે સાંભળ્યું ત્યારે તેમના મનનું કાંઇક સમાધાન થયું.

મહારાજા : " આ વખત જો તું એ પ્રમાણે વિજય મેળવે તો તને મારી આંગળી ઉપરની વીંટી ભેટ આપીશ. "

" મહારાજ, વિજય વિષે તો કશી ચિંતા જ કરશો નહીં. પણ જો મને અંતઃપુરમાં લઇ જશો તો મહારાણી સુદ્ધાંતને પેટ પકડીને હસાવું નહીં તો હું બ્રહ્માપુત્ર નહીં. " ભૂદેવે શરત લગાવી.

આ નિયમ પ્રમાણે તેમણે નિશ્ચય કર્યો કે ભૂદેવને અંતઃપુરમાં લઇ જવો અને મહારાણી સન્મુખ તેને ગમ્મત કરવા દેવી.

એ પછી મહારાજાએ મોહન નામના પોતાના જુનામાં જુના નોકરને બોલાવવા માણસ મોકલ્યું.

રાજાના વડીલોના સમયથી તેમને ત્યાં તે નોકર હતો. મોહને મહારાજાને તેમની કિશોર વયમાં ખાંધે બેસાડીને રમાડયા હતા.

મોહન હવે જોકે વૃદ્ધ થયો હતો, તોપણ હજુ તેના શરીરનો બાંધો મજબુત હતો. ભીમ સમાન તે પરાક્રમી હતો. તે ઉંચા પહોળા બાંધાનો કદાવર મનુષ્ય હતો. વિદૂષકથી સર્વ કોઈ બ્હીતા, પણ વિદૂષકને જો કોઈનો પણ ભય હોય તો તે મોહનનો જ ! મોહન હંમેશ તેના તરફ તિરસ્કારથી જોતો અને મોહનની દૃષ્ટિ જતાં જ વિદૂષક દબાઈ જતો. તે ઉંચું પણ ન જોઈ શકતો તો પછી મોહનની ચેષ્ટા તો શું કરી શકે ? એટલું જ નહીં પણ બને તેટલો તે મોહનથી દૂર રહેતો.

મોહન આવીને ઉભો રહ્યો એટલે તેને રાજાએ કહ્યું: " મોહન, યશોહરમાં મારા જેટલા નોકરો આવશે તે સર્વ પર તારો અધિકાર રહેશે. "

મોહને પૂછ્યું : " પેલો બ્રાહ્મણ પણ આવનાર છે કે ? "

મોહનનો પ્રશ્ન સાંભળતાં જ ભૂદેવ ધીરે રહીને પલાયન કરી ગયો.

૮

## જમાતાનું અપમાન

યશોહરના રાજભવનમાં જ્યાં ત્યાં આજે ખૂબ ધામધૂમ ચાલી રહી જણાય છે. જમાઈરાજ આવનાર હોવાથી નાના પ્રકારની તૈયારીઓ થાય છે. ખાવા પીવાની નવીન નવીન ગોઠવણો થઈ રહી છે. ભાતભાતનાં પકવાન્ન બનાવવામાં આવે છે. યશોહરના વૈભવ આગળ ચન્દ્રદ્વીપનો વૈભવ કંઈ જ વિસાતમાં નથી, એમ યશોહરના રાજભવનમાં સૌ કોઈની માન્યતા છે.

વિભાને વસ્ત્રાભૂષણથી સુસજ્જ કરવામાં મહારાણીએ અગ્રભાગ લીધો. પરંતુ તેમને અને વિભાને ઘણી બાબતોમાં મતભેદ પડ્યો. મહારાણીને કંઈક પસંદ પડે તો વિભાને વળી કંઈક; અને એવા મતભેદમાં મહારાણીની પસંદગીની વસ્તુઓ કાઢી નાંખીને જ્યારે વિભા સુરમાની પસંદગી પ્રમાણે વર્તી ત્યારે તો અંતઃપુરમાં ખળભળાટ મચી ગયો. વિભાને તો આનંદ થયો, પણ મહારાણી અને દાસીઓ અંદરખાનેથી ખૂબ નારાજ થઈ ગઈ.

યુવરાજને વિભાની પ્રસન્નતાથી જે આનંદ થયો તેનું દિગ્દર્શન તેણે સુરમા પાસે જઈ ચુંબનથી કરાવ્યું.

વસંતરાયે પ્રસન્નમુખી વિભાને નિહાળીને બળભેર સુરમા પાસે આણી. યુવરાજ તે વખતે સુરમા પાસે ઉભો હતો. યુવરાજની હડપચી પકડી મુખ ઉંચું કરી વસંતરાયે કહ્યું: "ઉદય, એકવાર તું પ્રભાનું પ્રસન્નમુખ જો! સુરમા અહિં આવ." તે હસવા લાગ્યા. વિભા શરમાઈને નીચી દૃષ્ટિ કરી રહી. "વિભા, તને આજ આનંદ થતો હોય તો એકવાર પુષ્કળ હસ જોઉં! તારૂં સુંદર મુખ જોઇ તારી દૃષ્ટિમાં ન આવું તે માટે મારી વય વીતી ગઈ ન હોત તો આજ સ્થળે પ્રાણ ઓવારી નાંખત. પણ શું કરૂં? મારા પ્રાણની હવે કાંઈ જ કીંમત રહી નથી. મૃત્યુ સમય પણ હવે વીતી ગયો. તરૂણ વયને મૃત્યુ પામતાં ક્ષણ પણ વિલંબ થતો નથી. પણ વૃદ્ધ તો મૃત્યુને દ્વાર જઈ બેસે તો પણ મૃત્યુ આવતું નથી!" વસંતરાય બોલ્યા.

વિભાના મામાએ મહારાજને પૂછયું કે "જમાઈરાજનું સન્માન કરવા કોણે કોણે જવાનું છે?"

ત્યારે પ્રતાપાદિત્ય બોલ્યા: "મને તેની કંઈ સમજ પડતી નથી!"

"આજે રાજમાર્ગમાં રોશની કરવી પડશે" મામાની એ સૂચનાનો ઉત્તર પ્રતાપાદિત્ય તરફથી એવો મળ્યો કે 'તેની કશી જરૂર નથી.' મામાએ નોબત વગેરે રાખવું કે કેમ તે વિષે પ્રશ્ન કર્યો ત્યારે મહારાજાએ ત્રાસી જઈને ઉત્તર આપ્યો, "તમારા સર્વ પ્રશ્નોનો ઉત્તર આપવાને મને અવકાશ નથી પણ સત્ય પૂછતા હો તો કહું છું કે વાદ્ય વગેરેની કશી જરૂર મને જણાતી નથી."

રામચન્દ્રરાયને આજે ઘણું જ માઠું લાગ્યું. પોતાનું અપમાન કરવા

માટે જ પોતાને અહીં બોલાવવામાં આવ્યો છે કે શું? એવો પ્રશ્ન તેઓ પૂછવા લાગ્યા.

પહેલાં એક બે સમયે તે યશોહર આવ્યો હતો તે સમયે પ્રજા તેને સામે તેડવા આવી હતી એવું તેને યાદ હતું. આજે તેણે જોયું તો તેનું સન્માન કરવા ત્યાં કોઈ જ આવ્યું ન હતું! દીવાનજી, તેમની સાથે એક નાનો હાથી, ચાર પાંચ વાજીંત્ર અને પાંચ દશ અન્ય માણસો એટલાં જ જણાતાં હતાં. જમાઈરાજને વિચાર આવ્યો કે, મને તેડવા આવવાને યશોહરમાં માણસોનો દુકાળ પડયો છે કે શું? હાથી આણવામાં આવ્યો હતો તે પણ ઘણો જ ન્હાનો હતો. પણ તેના કરતાં તો દીવાનજીનું શરીર પણ વિશેષ સ્થૂળ દીસતું હતું! એ વસ્તુસ્થિતિનો લાભ લેવા વિદૂષક ચૂક્યો નહિ. તેણે દીવાનજીને ઉદ્દેશીને પૂછ્યું: "મહારાજ, આ આપનો લઘુબંધુ છે કે શું?"

દીવાનજીએ ફક્ત કૃતિમ સ્મિત કરી ટૂંકે ઉત્તર દીધો: "ના."

રામચન્દ્રરાયે પૂછ્યું: "તમારે ત્યાં અધિકારી વર્ગ જે હાથી પર બેસતો હશે તે પણ આનાથી તો મોટા હશે ને?"

મંત્રીએ નમ્રતાભેર જવાબ દીધો: "કાંઈક રાજકીય કાર્ય પરત્વે મોટા હાથી દૂર મોકલેલા છે; એટલે જ યશોહરમાં હાલમાં એક પણ મોટો હાથી નથી."

મોટા હાથીઓને પોતાનું અપમાન કરવા વાસ્તે જ દૂર મોકલી દેવામાં આવ્યા છે, એવું રામચન્દ્રરાયને લાગ્યું.

તેમણે પૂછ્યું: "પ્રતાપાદિત્યથી હું કિયે પ્રકારે ઉતરતો છું?"

વિદૂષક બોલ્યો: "વય, સંપત્તિ કે અન્ય કોઈ વાતે આપ તેનાથી ઉતરતા નથી પણ તેની કન્યા સાથે આપે લગ્ન કર્યું એ જ એક કારણે –"

વિદૂષકની આ મજાક રામચંદ્રરાયના જુના નોકર મોહનથી સહન થઈ શકી નહીં. તેણે ગુસ્સે થઈને કહ્યું: "બ્રાહ્મણપુત્ર! મર્યાદાનું ઉલ્લંઘન કરીને તું ફાવે તેમ શા માટે બકવાદ કરે છે? મહારાજા પ્રતાપાદિત્યની રાજકુંવરી આપણી સર્વની સ્વામિની છે. એના સંબંધમાં તું હવે પછી યદ્વાતદ્વા બોલ્યો તો તેનું ફળ તને તે જ ઘડીએ મળ્યા વિના રહેશે નહીં, સમજ્યો?"

વિદૂષક દબાઈ ગયો. તેણે આ વાત પડતી મૂકી. પણ પ્રતાપાદિત્ય માટે તે બોલ્યો: "નામ તો જુઓ. પ્રતાપ અને વળી આદિત્ય! ઉહૂં! એવા તો બહુયે આદિત્ય જોઈ કાઢયા! અને આનો પ્રતાપ તો, જેમ એક બિલ્લીને બગલમાં દબાવીએ તેમ દબાવી દેવા, મહારાજા રામચંદ્રરાયના તમામ સેવકોમાં આ સેવક રામ એકલો જ સમર્થ છે!"

રામચંદ્રરાયને આ સાંભળીને ખૂબ હસવાનું મન થયું પણ મોહન મોટા ડોળા કાઢીને ભૂદેવ તરફ જોઈ રહ્યો હતો. એટલે તેમણે ફક્ત મોંપર રૂમાલ રાખીને હાસ્ય કર્યું.

મોહને ફરિયાદ કરી: "આ બ્રાહ્મણને તમારે તમારા સસરા વિષે યદ્વાતદ્વા બોલતો રોકવો છે કે નહીં? આજ્ઞા આપો તો, એ ખુશામદખોર શ્વાનનું મોઢું જ બંધ કરી દઉં."

રામચંદ્રરાયે કહ્યું: "મોહન, એમ કરવાની જરૂર નથી. તું શાંતિથી બધું જોયા – સાંભળ્યા કર. આ તો ફક્ત ગમ્મત છે, એમાં ગુસ્સે થવાનું ન હોય."

મોહન બબડતો બબડતો જતો રહ્યો.

પ્રતાપાદિત્યને અને રામચંદ્રરાયને જ્યારે મેળાપ થયો ત્યારે દીવાનજી પણ હાજર હતા. જમાઈરાજે સસરાને શીશ નમાવી પ્રણામ કર્યા ત્યારે એ સંબંધમાં કશો જ વિશિષ્ટ પ્રકારનો ઉલ્લાસ નહીં બતાવતાં શ્વસુરે ફક્ત એટલું જ પૂછયું: "કેમ, કુશળ છો ને?"

જમાઈરાજે ‘ હા ’ કહી એટલે શ્વસુર તો દીવાનજી સાથે બીજી વાતોએ ચઢ્યા. અમુક પરગણાના તહેસીલદાર પર નોંધવામાં આવેલી ફરિયાદનું શું થયું, એવી પૂછપરછના ઉત્તરમાં દીવાનજીએ એક પત્ર આપતાં પોતે તે વાંચવામાં રોકાયા.

રામચન્દ્રરાયને આ વખતે એમ જ લાગ્યું કે, ‘એણે જાણી બુઝીને મારૂં અપમાન કરવા જ મને અહીં બોલાવ્યો છે. ઘણા દિવસથી તેણે આ પ્રપંચબાજી ગોઠવી રાખેલી છે.’ તેમણે દઢ નિશ્ચય કર્યો કે, મારે પણ મારૂં પાણી બતાવી આપવું જોઈશે.

કાગળ વાંચતાં અધવચ્ચે જ પ્રતાપાદિત્યે રામચંદ્રરાયને પૂછ્યું: “ તમારે ત્યાં ગઈ સાલની માફક આ વર્ષે પણ વરસાદથી ખેતીવાડીને નુકશાન થયું નથીને ? ”

“ નહીંજી. ફક્ત આશ્વિન માસમાં —”

પણ તેની વાત વધુ નહીં સાંભળતાં પ્રતાપાદિત્યે દીવાનને પત્ર પાછો આપીને કહ્યું: “ આની એક નકલ દફતરમાં રાખજો. ” અને પુનઃ રામચંદ્રરાયને ઉદ્દેશીને બોલ્યા: “ ઠીક ત્યારે. આવતી કાલે પાછા મળજો ”

કેમ જાણે મુલાકાત પતવી દેવા આવું કહેવાયું ન હોય એમ રામચંદ્રરાયને લાગ્યું અને ત્યાંથી જતાં જતાં તેના દિલમાં એ જ નિર્ણય થઈ ચૂક્યો કે, પ્રતાપાદિત્ય કોઈ પણ પ્રકારે મારાથી શ્રેષ્ઠ નથી !

૯

## એ જાડી સ્ત્રી કોણ ?

મોહન યશોહર આવતાં વેંત જ અંતઃપુરમાં ગયો અને વિભાને પ્રણામ કરી કહેવા લાગ્યોઃ " માજી, એક વખત આપનાં દર્શન કરવાં એવી ઇચ્છા થવાથી આવ્યો છું."

મોહનનું ઉક્ત વચન સાંભળી વિભાને ઘણો જ આનંદ થયો. મોહન ઉપર તેને ઘણો સ્નેહ હતો અને મોહન પણ બીજાં કાર્ય બાજુએ રાખી વારંવાર વિભાને મળવા આવતો હતો. કંઈ અગત્યનું કામ ન હોય તો જરા નિવૃત્તિ મળતાં જ તે યશોહર આવી પહોંચતો. મોહનથી વિભા કોઈ પ્રકારની મર્યાદા રાખતી ન હતી. વૃદ્ધ બલિષ્ટ અને વિશાલદેહી મોહન, વિભા જેવી સુકોમળ યુવતીને 'માજી' શબ્દથી સંબોધતો. તે વિભાની સમીપ આવી ઉભો રહેતો ત્યારે વિભાના હૃદયમાં વિશુદ્ધ, નિશ્ચલ અને અભિમાનશૂન્ય સ્નેહનો ઉદય થતો. વિભા પોતાને મોહન સમક્ષ એક બાલિકા સમજતી હતી. તેણે પૂછ્યું: " મોહનજી, આજ સુધી તમે કેમ કંઈ જણાયા જ નહિ ? "

મોહનઃ "માજી! પુત્ર કપુત્ર થાય પણ માતા કુમાતા કદી પણ થતી નથી. તમે મારૂં સ્મરણ જ કર્યું નહિ ત્યારે હું શી રીતે આવી શકું? મેં મનમાં નિશ્ચય કર્યો હતો કે જ્યારે માજી બોલાવે ત્યારે જ આવવું. અને માજી સ્મરણ ન કરે તો ન જ આવવું. પણ માતા! હું તો રાહ જોતો જ રહ્યો છું; આપે મને આજ દિન પર્યંત બોલાવ્યો નહીં! મારૂં સ્મરણ ન કર્યું?"

વિભા ભારે સંકટમાં પડી. મોહનને પોતે કેમ ના યાદ કર્યો તેનું યોગ્ય કારણ તેને સૂઝયું નહિ!

કેવળ વિસ્મરણ થવાથી વિભાએ મોહનને બોલાવ્યો ન હતો એમ નહોતું. કદાચ સત્ય કારણ જણાવવાની તેની ઈચ્છા હોય પણ તે તેને યોગ્ય રીતે સમજાવવાની તેની શક્તિ નહોતી.

વિભાને ચિંતાગ્રસ્ત જોઈ, મોહન સ્મિત કરી બોલ્યોઃ "માજી! તમે એ વાતની ચિંતા ન કરો. મને જ અવસર ન મળવાથી હું આવ્યો ન હતો."

વિભા પ્રસન્ન થઈ અને બોલીઃ "મોહનજી, બેસોને? તમારા દેશની શી સ્થિતિ છે તે તો જરા કહો?"

મોહન બેઠો અને ચન્દ્રદ્વીપની હકીકત કહેવા લાગ્યો. ગાલપર પોતાનો કોમળ હસ્ત રાખી વિભા એકાગ્ર ચિત્તે તે સાંભળવા લાગી. ચન્દ્રદ્વીપનું વર્ણન સાંભળી વિભાના હૃદયમાં કિયા ભાવનો ઉદય થયો તે સંબંધમાં શું કોઈને કાંઈ પણ શંકા હશે? મોહને ગત વર્ષે નદીમાં પૂર આવ્યાની અને પોતાનું મકાન તણાઈ ગયાની વાત કહી. પોતાનું મકાન જળમાં ડૂબવાથી સંધ્યાકાળથી જ પોતાની વૃદ્ધ માતાને પીઠ પર બેસાડી તરતો તરતો જઈ એક મકાનની દિવાલ ઉપર ચઢયા સબંધી અને આખી રાત બન્ને જણે ત્યાં કાઢયા સબંધી

જ્યારે સર્વ વૃત્તાંત કહ્યો ત્યારે તે સાંભળી વિભાનું કોમળ હૃદય કંપી ઉઠે એમાં નવાઇ ન હતી.

વર્ણન સમાપ્ત કર્યા બાદ મોહને વિનીત ભાવે કહ્યું: "માતુશ્રી! તમારે માટે શંખની બે ચૂડીઓ લાવ્યો છું. તે એક વખત તમારા હસ્તમાં ધારણ કરો અને હું જોઉં એવી મારી ઇચ્છા છે."

પ્રભાએ એ ચૂડીઓ પહેરી અને મોહન ખુશી થયો.

સૂર્યાસ્તનો સમય થયો. આસપાસનાં સ્ત્રી વર્ગના જૂથનાં જૂથ જમાઇરાજને નિરખવાં અને વિભા સાથે પરિચય પ્રમાણે વિનોદ કરવા માટે અંતઃપુરમાં એકત્ર થવા લાગ્યાં. હર્ષ, સંકોચ અને ભય એ ત્રણ વિકારના મિશ્રણથી વિભાના મનમાં એક અપૂર્વ ભાવ ઉત્પન્ન થયો; અને કોણ જાણે આજે શું બનશે એ અનિશ્ચિતતાએ તેનું હૃદય કંપવા લાગ્યું.

જમાઇરાજ અંતઃપુરમાં બેઠા હતા. નક્ષત્રગણ પ્રમાણે ચમકી રહેલા સ્ત્રીસમુદાયથી અંતઃપુરની શોભામાં વિશેષ વધારો થયો હતો. સ્ત્રીઓ સર્વ પ્રકારના હાસ્યવિનોદ અને આનંદકલ્લોલમાં મસ્ત થઇ ગઈ. જમાઇરાજનું અંતર સ્નેહરસથી ભીનું ભીનું થઈ ગયું હતું, મૃદુ પરિહાસ, અને કોમળ ચંપક પુષ્પ સમાન અંગુલિઓના નખાઘાતની વૃષ્ટિ તેના ઉપર થઈ રહી હતી. આ કુતૂહલમાં થોડોક વખત તો જમાઇરાજને રસ પડયો, પણ પછી તે અકળાઈ ગયા. તેને એટલો બધો ત્રાસ થયો કે, કંઇક બહાને તે ત્યાંથી ખસી જવા માગતા હતા. તેવામાં એક જાડી સ્ત્રી ઘૂમટો કાઢીને ત્યાં આવી ચઢી. તે એકદમ બધી સ્ત્રીઓની વચમાં જઈને મોટો પલાંઠો વાળીને બેઠી અને યશોહરના સ્ત્રીસમુદાયનો તિરસ્કારપૂર્વક પરિહાસ કરવા લાગી. મહારાણીને જાણે તે ગાળો જ દેતી હોય એમ બોલતી હતી. એક સ્ત્રીથી બોલાઈ જવાયું: "આ તે મુઈ કોણ હશે?" જાડી સ્ત્રી

એકદમ તેની સામે જઈને બેઠી અને ઘૂંઘટામાંથી અશ્લિલ વાણીનો વરસાદ વરસાવવા મંડી. એ સાંભળીને ત્યાં આવેલી સ્ત્રીઓ દિંગ થઈ ગઈ. ચપલાએ મૌન ધારણ કર્યું. વિમળા ઉઠીને જતી રહી. ફક્ત વિભૂતિની માએ તેની સામે વાદ કર્યો. ત્યારે તે યુવતીએ કહ્યું: "તારૂં મોં એકાદ ઝાડુ બરાબર છે!" વિભૂતિની માએ સામો જવાબ દીધો: "તારૂં મોં કચરો ભરેલા ખાળ જેવું છે! ખૂબ ઝાડુ માર્યા છતાંયે તેમાં સફાઈ ન આવી!" આટલું કહ્યા પછી ગુસ્સાથી લાલચોળ થઈને તે જતી રહી. બધી સ્ત્રીઓ એક એક જતી રહી ત્યારે અંતઃપુર ખાલી થતાં રામચંદ્રરાયને શાંતિ વળી.

હજી પણ આ જાડી સ્ત્રીને મસ્તી કરવાનું મન જ થયું હતું. અંતઃપુરમાં રાણી જ્યાં રસોઈની વ્યવસ્થા કરવામાં રોકાઈ હતી ત્યાં જઇ તે રાણીની સામે ઊભી ઊભી હાથની ચેષ્ટા કરતી બોલી: "આતો રાક્ષસણીનાં માતાજી લાગે છે"

રાણીને ઉદ્દેશેલું આ ભાષણ સાંભળી મોહન કે જે તે વખત ત્યાં ઉભેલો હતો તેને ઘણો ક્રોધ ચઢ્યો. તેણે એક વખત તે બાઈ સામું જોયું અને પછી એક વાઘની પેઠે તેના તરફ ધસ્યો. તેણે તે બાઈના હાથ પોતાની વજ્ર મુષ્ટિથી પકડી કઠોર સ્વરે કહ્યું: "વામન મૂર્તિ, હું તને ઓળખું છું." મોહન આટલું બોલીને જ અટક્યો હોત તો ઠીક થાત પણ તેને એટલો તો ક્રોધ વ્યાપ્યો હતો કે તે બાઈનો જીવ જ લેવો એમ તેને લાગ્યું પ્રથમ પોતાની ખાત્રી કરવા સારૂ તેણે તે બાઈના મોંઢાપરનો ઘૂંઘટ ખસેડી નાંખ્યો તો ખરેખર તેની કલ્પના સત્ય નીવડી. સ્ત્રીના વેશમાં કોઈ જ નહીં પણ વિદૂષક આવ્યો હતો!

મોહન સંતાપથી કંપવા લાગ્યો. તેણે વિદૂષકને પોતાના બે હાથવતી ઉંચકીને કહ્યું: "આજે તારૂં મૃત્યું નિર્માણ હશે મારે હાથે! સમજ્યો?" આમ કહેતો મોહન તેને ઉંચો ને ઉંચો રાખી

આમતેમ ફેરવવા લાગ્યો. અને બે ત્રણ વખત એ પ્રમાણે કર્યા પછી તે તેને પછાડવાની તૈયારી કરતો હતો એવામાં રાણી વચ્ચે પડીને બોલી: "મોહન, એ શું કરે છે?" રામ અધીરો બની બોલ્યો: "મોહન, તને કાલીમાની આણ છે; બ્રહ્મહત્યા ન કર!" જમવા બેઠેલા સર્વ કોઈ જમતા જમતા ત્યાં આવી ઊભા અને હાહાકાર થઈ રહ્યો. મોહને વિદૂષકને જમીન પર નહીં પછાડતાં ફેંકી દીધો અને કહ્યું: "બદમાશ કુતરા, તને અન્ય કોઈ સ્થળ મળ્યું નહિ; કે, મરવા માટે અહીં આવ્યો હતો?"

રામ ગભરાયો. તે ધ્રુજતો ધ્રુજતો બોલ્યો: "મને મહારાજાએ આજ્ઞા કરી હતી."

મોહન બોલ્યો: "શું કહે છે? નિમકહરામ! ફરી કંઈ એવું બોલ્યો તો પથ્થરથી તારૂં મોઢું જ ભાંગી નાખીશ."

રામને હજુ મોહનનો સ્વાદ ચાખવો બાકી રહ્યો હતો. તેનું ગળું દાબી મોહન પૂછવા લાગ્યો: "મહારાજાનું નામ ફરીથી બદનામ કરીશ? બોલ, બોલ, શું કહે છે?" વિદૂષક બરાડવા લાગ્યો. મોહન તેને એક ચાદરમાં વિંટાળીને અને એક ગાંસડીની પેઠ પોતાની બગલમાં ઘાલીને અંતઃપુરમાંથી ચાલ્યો ગયો.

૧૦

## ટીખળનું ભયંકર પરિણામ

રાત્રિ બે પ્રહર વ્યતીત થઈ હતી. નોબત વાગતી હતી. નિઃશબ્દ રાત્રિએ નોબતનો ધ્વનિ સ્પષ્ટ સંભળાતો હતો: અર્ધનિદ્રિત અવસ્થામાં સુખ સ્વપ્ન અનુભવતાં જનોને તે ધ્વનિ મસ્ત કરતો હતો. વિભાના શયનખંડના ઝરૂખામાં ચંદ્રનાં કોમળ સ્નિગ્ધકર કિરણ પ્રવેશીને દુગ્ધ સમાન શ્વેત શય્યાને અધિક ઉજ્જવલ કરતાં હતાં. રામચંદ્રરાય નિદ્રાવશ હતા. વિભા તેના પગ પાસે બેઠી બેઠી વિચાર–સાગરની લહરીઓમાં તણાતી હતી. એની દૃષ્ટિ કૌમુદી તરફ ગઈ. એણે એક નિસાસો નાંખ્યો. એની આંખો અશ્રુપૂર્ણ બની. રામચન્દ્રરાય ઊંઘી ગયા હતા. વિભાએ જેના આગમનની માર્ગ પ્રતીક્ષા આટઆટલા દિવસથી કરી હતી અને જેમના વડે મનોરથ સફળ થવાની આશા સેવી હતી, તે આજે – અત્યારે – સમીપમાં છે, છતાં તેના મુખથી એક પણ મધુર શબ્દ સાંભળવાનો લાભ વિભાને મળ્યો નથી! આ

તેનું દુ:ખ હતું અને તે કારણે તેનું ચિત્ત ચગડોળે ચઢ્યું હતું. નિરાશામય વિચારોને અંતે બિચારી મુંઝાયલી સુકોમળ બાળા રૂદન ન કરે તો બીજું શું કરે? પાસે છતાં, પતિના પ્રેમના લ્હાવ જે તરૂણીને ન મળે, તેને જગતમાં એથી વિશેષ ભયંકર દુ:ખ બીજું કિયું હોય?

રામચન્દ્રરાયે અતિગર્વથી શયનાગારમાં આવીને, વિભા તેમાં છે કે નહીં અથવા તો, હોય તો શું કરે છે, તે વિષે કશી તપાસ કર્યા વિના જ એકદમ પલંગમાં નિદ્રાદેવીના અંકમાં માથું મૂકી દીધું હતું. વિભા સહિત લેશમાત્ર સંભાષણ તેણે કર્યું ન હતું. પ્રતાપાદિત્યે કરેલા અપમાનનો પ્રતિકાર કરવાનો કોઈ પણ પ્રકાર તે શોધતો હતો અને એ પ્રકાર તેનું આ મૂક વર્તન હતું!

એની મૂક નિદ્રાવસ્થા વિભાને સુચવી રહી કે: 'તું ભલે રાજકુમારી હોય પણ ચન્દ્રદ્રીપના રાજાને તારી કશી કિંમત નથી.' પોતાના દિલમાં ચાલી રહેલા ક્રોધ, વેર અપમાન આદિના તુમુલ યુદ્ધનો સઘળો ખાર આખરે આ અબળા ઉપર રામચંદ્રરાયે કાઢ્યો!

'પાડાને રોગ અને પખાલી ડહામ' એ કહેવત જેવું થયું! પિતાના વાંક માટે પુત્રીને રામચંદ્રરાયે શિક્ષા કરી હતી!

વિભા પોતાનું વદન, પોતાના હાથ પર ટેકવીને, પતિમુખ તરફ ચિન્તિત દૃષ્ટિએ જોઈ રહી હતી. નિદ્રિત મુખ નિહાળતાં જ્યારે અધવચ્ચ ધવલ ચન્દ્રકિરણને તે જોતી ત્યારે રૂદન કરતી. તેના ચિત્તની મુંઝવણ અવર્ણનીય હતી.

રામચંદ્રરાયની નિદ્રા ખલાસ થઈ. જુએ છે તો ચરણ પાસે વિભા બેઠી છે! ગાઢ નિદ્રામાંથી જાગૃત થયેલા હોવાથી તેમને તે સમયે માન, અપમાન એ કશાનું સ્મરણ ન રહ્યું. ગાઢ નિદ્રા અનુભવ્યાને લીધે તેમના ચિત્તમાં સાત્વિક ભાવનો ઉદય થયો હતો,

વિભાનું કરૂણાર્દ્ર મુખમંડળ અને અશ્રુપૂર્ણ નેત્ર જોતાં તેમને તેના પર કરૂણા ઉત્પન્ન થઈ. તેમના હૃદયમાં દયાનો સંચાર થયો. તેઓ ઉઠીને બેઠા થયા અને વિભાનો હાથ પકડી તેને પોતાની સમીપ લીધી. વિભાનું અંગ રોમાંચિત બન્યું. રામચન્દ્રરાય તેને પ્રશ્ન કરવા લાગ્યા: "વિભા, શા માટે રૂએ છે?" વિભાને વિશેષ રડવું આવ્યું. તેના દુઃખનું કારણ રામચન્દ્રરાય કળી શક્યા નહીં એમ ન હતું. તેમણે વિભાનું શીશ પોતાના ખોળામાં લીધું અને પોતાના હાથે તેનાં અશ્રુ લહોઈ નાંખ્યાં.

તેનો દુઃખવેગ હવે શાંત પડવાની અણીપર હતો.

રામચંદ્રરાયે પુનઃ કહ્યું: "પ્રિયતમે, તારા પિતાએ મારૂં ઓછું અપમાન કર્યું નથી. હું તેમની બરોબરનો રાજા છું. એટલું જ નહીં પણ કંઈક અંશે ચઢીઆતો છું. પરન્તુ મારી એ પ્રતિષ્ઠા ઉતારી પાડવા તારા પિતાએ જે પ્રયત્ન કર્યો છે એ કદાપિ હું વિસરી જઈશ નહીં."

વિભા કાંઈક ઉત્તર દેવા જતી હતી, પણ ચૂપ રહી ગઈ એટલે રામચન્દ્રરાયે કહ્યું: "તું શું કહેવા માગતી હતી? શરમાય છે શા માટે?"

પણ વિભા બોલી શકી નહીં. રામચન્દ્રરાય નિરાશ થયા; અને તે કાંઈ વિશેષ કહેવા જતા હતા તેટલામાં બહારનાં દ્વારની સાંકળ કોઈકે ખખડાવી.

તે વિચારવા લાગ્યા કે આ મધ્યરાત્રિને સમયે અચાનક દ્વાર શા માટે ખખડાવ્યામાં આવ્યાં?

તેમણે બારણું ઉઘાડી બહાર નજર કરી તો રમાપતિ ત્યાં ઉભેલો હતો! રમાપતિ વિભાનો મામો થતો હતો.

રમાપતિઃ "મહારાજ, તમે હમણાં જ બનતી ત્વરાથી અત્રેથી વિદાય થઈ જાઓ. વિલંબ કરવાનો જરા પણ સમય નથી."

મધ્યરાત્રિએ એકાએક આવી સૂચના સાંભળતાં જ રામચન્દ્રરાયના શરીરમાંથી જાણે પ્રાણ જતા હોય તેવી અસર થઈ. તેમનો ચહેરો ઉતરી ગયો. જીભ જડાઈ ગઈ. તેમણે અચકાતાં પૂછ્યું: "કેમ ?"

"કારણ જણાવવા જેટલો પણ અવકાશ નથી ! તમે જેમ જલદી જશો તેમ તમે પ્રાણભયમાંથી બચશો."

વિભા પલંગપરથી ઉતરી ધીરે ધીરે બહાર આવી. તેણે નમ્રતાથી પૂછ્યુંઃ "મામાજી, શું છે ?"

રમાપતિએ ઉત્તર દીધોઃ "તે તારે સાંભળવા સરખું નથી."

વિભાના મનમાં કળવિકળ થવા લાગી. ઉદય કિંવા વસંતરાયના સંબંધમાં કંઈ પણ અનિષ્ટ વર્તમાન હશે એમ તેને ભાસ્યું. 'પણ એવું તે શું હશે કે, જે મને ન કહી શકાય,' એમ તેને વિચાર આવ્યો. તેના હૃદયપર જાણે એક પ્રકારનો પ્રહાર પડ્યો હોય તેમ તેને લાગ્યું. તેણે ગદ્‌ગદ્ કંઠે પૂછ્યુંઃ "મામાજી, ગમે તે હોય પણ મને તે એકવાર કહો."

રમાપતિએ તેના તરફ જરા પણ લક્ષ નહિ આપતાં રામ-ચન્દ્રરાયને કહ્યુંઃ "તમે વ્યર્થ સમય ગાળો છો; હાં ! ગમે તે પ્રકારે ગુપ્ત રીતે જતા રહેવાની તૈયારી કરો."

વિભાના મનમાં એકદમ ભયંકર અને અશુભ શંકા ઉત્પન્ન થઈ. તેનું કાળજું ચીરાઈ જવા લાગ્યું ! રમાપતિ ત્યાંથી છટકી જવાનો પ્રયત્ન કરતો હતો તે વિભાએ જોયું. તે તેના માર્ગમાં વચ્ચે ઉભી અને બોલીઃ "હું તમારે પગે પડું છું. જે હોય તે મને સાચેસાચું કહો."

રમાપતિએ એક વખત ભયભીત દૃષ્ટિથી ચારે બાજુએ જોયું અને પછી કહ્યું: "જો, કાંઈ પણ પ્રશ્ન કર્યા વિના સાંભળ. કંઈ પણ ગડબડ કરીશ નહિ. હું તને સર્વ કંઈ કહું છું."

ધીરે સાદે વિભાના કાનમાં કંઈક કહેવામાં આવ્યું. તે સાંભળતાં જ તેનું હૃદય અતિ વેગથી ધબકવા લાગ્યું. તે પોતાનો વેગ દબાવી, છાતીએ હાથ રાખી, ત્યાં જ બેસી ગઈ.

રામચન્દ્રરાયને મૃત્યુ સમ ભીતિ લાગવા માંડી. તે ઘણા જ ગભરાયા. તે અતિ અધીર થઈ પૂછવા લાગ્યા: "મારે હવે શું કરવું? નાસી જવાનો જે માર્ગ હોય, તે મને બતાવો." પોતે આટલું બોલ્યા તો ખરા, પણ શું કરવું તે કશું તેમને સૂઝતું ન હતું. તે મૂઢવત્ બની ગયા હતા.

"આજે પહેરેગીરો અતિ સાવધપણે રાજ્ય મહેલની આસપાસ તપાસ રાખે છે. હું એક વખત જોઈ આવું." આટલું કહી રમાપતિ જતો હતો, તેને અટકાવી વિભાએ કહ્યું: "મામા, તમે ક્યાં જાઓ છો? તમે જશો તો અમારું ધૈર્ય નાશ પામશે. તમે અત્રે જ રહો."

"વિભા, તું તો ગાંડી છે. હું તારી પાસે ઉભો રહીશ, તેથી તારું કંઈ પણ કલ્યાણ કરી શકનાર નથી. હું એક વખત બધે તપાસ કરીને હમણાં પાછો ફરું છું!"

વિભા ઘણા કષ્ટથી ઉભી રહી. તેનું સર્વાંગ ભયથી કંપવા લાગ્યું: તે રમાપતિને આજીજી કરતી કહેવા લાગી: "મામા, જરા તો સબૂર કરો? એક વાર હું ભાઈ પાસે જઈ આવું."

વિભા રામચન્દ્રરાય તરફ જોઈ રહી. એક રાજાને છાજતું જે શૂરવીરપણું તેણે બતાવવું જોઈતું હતું, તે તેનામાં વિભાને જણાયું

નહીં. તે ગભરાઈ ગયો હતો. વિભાએ તેના તરફ વિશેષ ધ્યાન ન આપતાં પોતાના ભાઈ પાસે જવું ઉચિત ધાર્યું.

ચન્દ્રદ્વીપ–નરેશ ઉપર અણુચિંતવ્યો આવો શો ભયનો પ્રસંગ આવી પડયો હતો?

વિદૂષકે રાણી સાથે જે વર્તન ચલાવ્યું હતું તેની સર્વ કોઈને ખબર પડી ગઈ. બે પ્રહર રાત્રિ વ્યતીત થઈ હતી અને રમાપતિએ રાજા પ્રતાપાદિત્યને સહેજ નિવેદન કર્યું કે આજે રામચન્દ્રરાય, પોતાના વિદૂષકને લઈ અંતઃપુરમાં ગયા હતા. ત્યાં વિદૂષકે નગરની સ્ત્રીઓ તો બાજુએ રહી પણ ખુદ રાણીનો પણ પરિહાસ કર્યો!

પછી શું પૂછવું? આ સાંભળતાં જ પ્રતાપાદિત્યની રગેરગમાં ક્રોધ વ્યાપી રહ્યો. તેનું આખું અંગ જાણે ક્રોધથી જ બળવા લાગ્યું! ક્રોધના આવેશમાં ને આવેશમાં પલંગ પરથી એકદમ નીચે કૂદકો મારી સિંહગર્જના કરતાં તેણે કહ્યું: "લક્ષ્મણ સરદારને બોલાવો." લક્ષ્મણ ઢેડ લોકોનો મુખી હતો. થોડીજવારમાં તે ત્યાં હાજર થયો. રાજાએ તેને આજ્ઞા કરી, "આજ રાતે રામચન્દ્રનો વધ કરી નાંખ અને તેનું શીશ મારી પાસે લાવ. તે જોવાની મારી ઈચ્છા છે."

લક્ષ્મણે સલામ કરી ને "જેવી આજ્ઞા!" એવો ઉત્તર આપ્યો.

પોતે કરેલા નિવેદનમાંથી આવું ભયંકર પરિણામ ઉત્પન્ન થશે એવું સહેજ પણ રમાપતિએ ધાર્યું ન હતું. અત્યારે હવે તેને સમજાયું કે, રાજા આગળ આ વાત કાઢી પોતે સારૂં કર્યું નથી. પણ હવે શો ઉપાય? તેણે પ્રતાપાદિત્યના પગ પર પોતાનું શીશ મૂક્યું અને કાલાવાલા કરી કહ્યું: "મહારાજ ક્ષમા કરો. એકવાર વિભાનું સંસ્મરણ કરો અને આવી આજ્ઞા ન કરો."

પ્રતાપાદિત્ય નિશ્ચયાત્મક રીતે બોલ્યો: "બસ. હું તો રામચન્દ્રનું શીશ ધડથી જુદું થયેલું જોવા ઇચ્છા રાખું છું!"

રમાપતિએ કરૂણ સ્વરે કહ્યું: "મહારાજ! તે શ્રમિત થયેલા વિભાના અંતર્મહાલમાં સુતા હશે. ક્ષમા કરો."

પ્રતાપાદિત્યે થોડીકવાર મૌન્ય ધારણ કર્યું. પણ પછી તેને કોણ જાણે શું સાંભરી આવ્યું હોય તેમ બોલ્યા: "લક્ષ્મણ, પ્રભાતમાં રામચંદ્ર અંતઃપુરની બહાર આવે કે તતકાળ નિઃશંકપણે તેનો શિરચ્છેદ કરજે. હમણાં નહિ."

રમાપતિને જોઇતો હતો તે કરતાં વધુ સમય મળ્યો. તે ધીરે રહીને ત્યાંથી છૂટો થયો. અને વિભાના શયનખંડ આગળ જઈ હળવેથી તેનું દ્વાર ખખડાવ્યું અને તેના કાનમાં સર્વ વૃત્તાંત કહ્યો!

ચંદ્રમાએ પાંડુ રંગ ધારણ કરી અસ્તાચલ તરફ જવા તૈયારી કરી હતી. અંધકારે પોતાનો પ્રભાવ ધીરે ધીરે દાખવવા માંડયો હતો. સર્વ લોક નિદ્રાદેવીના પાશમાં વિશ્રામ કરતાં હતાં. સર્વત્ર શાંતતા પ્રસરેલી જણાતી હતી. રામચંદ્રરાયે શયનદ્વારમાંથી જ રાજ-મહેલની ચારે બાજૂની બારીઓ તરફ આશાબદ્ધ દૃષ્ટિ કરી; પણ તે સર્વ બંધ હતી. ચંદ્રાસ્ત સમયની છાયા બહાર જણાવા લાગી. વાડીમાં એક બાજૂએ ચંદ્રનો ઝાંખો પ્રકાશ પણ જણાતો હતો. પણ ક્રમે ક્રમે તેનો લોપ થવા લાગ્યો. જોતજોતામાં અંધકારે સર્વ જગતને પોતાના પાશમાં ઘેરી લીધું.

સર્વત્ર પ્રસરેલા અંધકારમાં રામચંદ્રરાયે પોતાના જીવનનું તરસ્યું ખંજર દીઠું! તેઓ ઘડીમાં ડાબી તરફ તો ઘડીમાં જમણી તરફ, કદી પાછળ, તો કદી આગળ, એમ ચારે તરફ જોવા લાગ્યા. કોણ, ક્યારે અને કઈ દિશાએથી પોતાના પર કોઈક શસ્ત્રપ્રહાર

કરશે તો ? આવો ભય તેમને લાગ્યો. તેમનું મન અધીરું બની ગયું. તેમને કંઈ સૂઝતું ન હતું. તે એક બહાવરા મનુષ્યની માફક અહીં તહીં જોવા લાગ્યા. કોઈ કદાચ આ ખૂણામાં છૂપાઈ તો નહીં રહ્યું હોય, એવી શંકા તેમના મનમાં ઉદ્‌ભવી, અને તે થર થર કંપવા લાગ્યા. એક ક્ષણમાં હજારો પ્રકારની શંકા તેમના મનમાં ઉત્પન્ન થઈ. "શયનખંડમાં કોઈ વસ્ત્ર ઓઢીને ભરાઈ રહ્યું હશે તો ? વખતે કોઈ પલંગ નીચે લાગ જોઈ મને મારવા ભરાઈ બેઠો હશે તો ?" એવી શંકા થતાં જ તેઓ ભયથી ધ્રુજવા લાગ્યા ! પરસેવાથી તેમનું આખું અંગ ભીનું થઈ ગયું. છેવટે તેમને એવી પણ શંકા થઈ કે રમાપતિ મારો વધ કરવા જ ત્યાં આવ્યો હશે ! બસ થઈ રહ્યું. આ શંકા મનમાં આવતાં જ તે ધીરે રહીને અંદરના ભાગમાં ખસ્યા. એવામાં દીવો વાયુની મંદ લહરીથી બુઝાઈ ગયો !

હવે તો રામચંદ્રરાયને ઘણી ધ્રુજારી છૂટી. તેમણે તો એમ જ માન્યું કે પલંગ નીચે જે મનુષ્ય છૂપાઈ બેઠો હતો તેણે જ મને અંદર જતો જોઈ દીવો હોલવી નાંખ્યો હતો ! તે પુનઃ બહાર આવ્યા અને રમાપતિની પાસે જઈને કંપિત સ્વરે બોલ્યાઃ "મામા."

રમાપતિએ ઉત્તર આપ્યો. "જી, મહારાજ."

રામચંદ્રરાયને લાગ્યું કે આ સમયે વિભા ત્યાં હોત તો ઠીક થાત; કારણ મામા ઉપર તેને વિશ્વાસ ન હતો.

"મારે ક્યાં જવું ?" તેમણે પ્રશ્ન કર્યો.

રમાપતિઃ "જરાવાર શાન્તિ રાખો. હમણાં જ ઉદયાદિત્ય આવીને સર્વ ગોઠવણ કરી આપશે."

૧૧

## યુવરાજનું પરાક્રમ

વિભાએ યુવરાજ ઉદયાદિત્યના શયનખંડ આગળ જઈ તેને જાગ્રત કર્યો અને તેના બન્ને હાથ પોતાના હાથમાં લઈ કહ્યું:

"ભાઈ, તમે એક વખત મારી સાથે ચાલો. મામા તમને સર્વ વાતનું નિવેદન કરશે."

ઉદય, સુરમા, અને વિભા ત્રણે જણાં વિભાના શયનગૃહના દ્વાર સમીપ આવ્યાં. રામચંદ્રરાય અને રમાપતિ ત્યાં બેઠા હતા. કુમારે રમાપતિને પ્રશ્ન કર્યો: "મામા, આ શી ગડબડ છે?" રમાપતિએ સર્વ વાત યુવરાજને જણાવી.

યુવરાજે સુરમા તરફ દૃષ્ટિ કરી કહ્યું: "હું પિતાજી પાસે જાઉં છું. આવું કૃત્ય હું કદી પણ થવા દઈશ નહીં."

"તમારૂં તેઓ સાંભળશે એમ તમને લાગે છે કે? તમારે

જો કોઈને તેમની પાસે મોકલવા હોય તો કાકાજીને મોકલો. તેમના જવાથી કદાચ કંઈ ફાયદો થશે." સુરમાએ સૂચવ્યું.

યુવરાજે સંમતિ દર્શાવતાં કહ્યું: "ત્યારે તેમ કરીએ."

વસંતરાય તે સમયે ગાઢ નિદ્રામાં હતા. તેમને જાગ્રત કરવામાં આવતાં યુવરાજને જોઈ તેમને સહવાર પડી હોય એમ ભાસ્યું; અને તેથી તેમણે ભૈરવીનો આલાપ શરૂ કર્યો!

યુવરાજે કહ્યું: "કાકાજી. અમારા શિરપર મહા ભયાનક સંકટ ઝઝુમી રહ્યું છે." સંકટનું નામ સાંભળતાં જ તેમને ભીતિ ઉત્પન્ન થઈ અને ગાવું એકદમ અટકાવીને તેમણે પૂછ્યું: "વળી શું બન્યું? કેવા પ્રકારનું સંકટ છે? કહે, જલદીથી કહે."

રમાપતિએ કહેલી બીના યુવરાજે વસંતરાયને જણાવી. વસંતરાય ચકિત થઈને બોલ્યા: "અરે! એ તો ઘણું જ અયોગ્ય કહેવાય."

યુવરાજે કહ્યું: "કાકાજી, હમણાં વિચાર કરવાનો અવકાશ નથી. આપ જલદી પિતાજી પાસે જાઓ." વસંતરાય હળવે હળવે પ્રતાપાદિત્ય પાસે ગયા. માર્ગમાં એક જ જાતના ઉદ્ગાર તેમના મુખમાંથી નીકળ્યા: "નહીં નહીં, એમ તો કદી બને જ નહીં. ઘણું જ અયોગ્ય! અત્યંત અનુચિત!"

પ્રતાપાદિત્ય પાસે જતાં જ તેમણે પૂછ્યું: "પ્રતાપ, આ મેં સાંભળ્યું તે શું ખરૂં છે કે?" મહારાજા હજુ શયનગૃહમાં ગયા ન હતા. વિચારમાં ને વિચારમાં તે ત્યાં જ બેસી રહ્યા હતા. તેમને એક વખત એમ થયું કે લક્ષ્મણને બોલાવીને આપેલી આજ્ઞા પાછી ખેંચી લેવી પણ પુનઃ તેમને વિચાર આવ્યો કે, "પછી મારી પ્રતિષ્ઠા ક્યાં રહી? મારી આજ્ઞાનું પછી મહત્વ શું રહ્યું? મેં આજ સુધી

કદી પણ એક સમયે દીધેલી આજ્ઞા પાછી ખેંચી નથી; તો આજે શા માટે તેમ કરવું ? એક એકની વિરૂદ્ધ જતી એવી બે આજ્ઞાઓ કરતાં મને આવડતું નથી. જે મુખેથી એક વખત આજ્ઞા કરી તેજ મુખથી તેને રદ કરવી ! નહિ, નહિ. હું કદી પણ એ પ્રમાણે નહિ કરૂં. આજ્ઞા તે કંઈ નાના બાળકની રમત છે ? ના."

વળી તેમને વિચાર આવ્યો હતો: "પણ વિભાનું શું ?" અને એના ઉત્તરમાં એમણે નિર્ણય કરવા માંડ્યો હતો કે, "વિભા વિધવા થાય તેમાં મારો શો દોષ ? રામચંદ્ર જ્યારે પોતાની મેળે મારા ક્રોધાગ્નિની જ્વાળામાં કૂદી પડે અને તેનાં અનિવાર્ય ફળરૂપે વિભાને વૈધવ્ય પ્રાપ્ત થાય, તેમાં હું શું કરી શકું ?" તેનાં છેલ્લાં વાક્યો વસંતરાયથી સંભળાયાં.

વસંતરાય દુ:ખી બન્યા. ગળગળે સાદે તે કહેવા લાગ્યા: "પ્રતાપ, હજી તે તો નાદાન છે. તેને કોની સાથે કેમ વર્તવું એનું કાંઈ ભાન છે ? આથી તારે તેના પર ક્રોધ કરવો એ ઉચિત નથી."

પ્રતાપાદિત્ય: "તમે શું તેને નાદાન કહો છો ? અને નાદાન હોય તો પણ શું ? તેના તો કાન કાપી લેવા જોઈએ. જાણી બુઝીને જો કોઈ અગ્નિમાં હાથ ઘાલે તો તેનો હાથ બળ્યા વગર કેમ રહી શકે ? એક ભિક્ષુક બ્રાહ્મણ, લોકો સમક્ષ વિચિત્ર ચાળા કરીને પેટ ભરતો એવો બ્રાહ્મણ, તેને સ્ત્રીના વેશમાં અંત:પુરમાં લઈ જઈ, મારી રાણીનો તેની પાસે પરિહાસ કરાવે ? એવું કૃત્ય કરનાર મનુષ્યને યોગ્ય પ્રાયશ્ચિત કેમ ન મળે ? આવું કૃત્ય કરવાની બુદ્ધિ જે મસ્તકમાં જન્મ પામી તે મસ્તક જ તેના શરીર પર નહિ રહે !" મહારાજા ઘણાજ આવેશથી બોલતા હતા. બોલતાં બોલતાં ક્રોધથી તેમનું શરીર કંપવા લાગ્યું. તેમની પ્રતિજ્ઞા અતિ દૃઢ બની. તેમનો ક્રોધાગ્નિ સારી રીતે પ્રજ્જ્વલિત બન્યો.

વસંતરાયે કહ્યું: "તે હજુ બેસમજ છે. તેને યોગ્યાયોગ્યનું કશું ભાન નથી."

મહારાજાએ કઠોર અને નિશ્ચયાત્મક સ્વરે ઉત્તર આપ્યો: "સાંભળો કાકા, યશોહરના રાજાના કુટુંબનું શાથી માન કિંવા અપમાન થાય છે, એ સમજવાનું જ્ઞાન તમને હોત તો આટલી વૃદ્ધ વયે યવનોનું સ્વામીત્વ સ્વીકારી નિર્લજ્જપણે ફરતા ન ફરત! મારૂં મન હવે ઠેકાણે નથી. યવનોના પગની ધૂળ કેવળ તમે ધારણ કરી રહ્યા છો. તમારૂં યવનપદથી દલિત થયેલું મસ્તક સદા ધૂળ ખાતું પડેલું જોવા મારી ઇચ્છા હતી પણ ઈશ્વરે તેમાં સહાય ન કરી! આજ મેં સર્વ કાંઈ તમને સ્પષ્ટ કહ્યું છે; પણ મારી ખાત્રી છે કે તમે સમજવાના નથી. આજે મારા વંશનું કેવું અપમાન થયું છે, છતાં તમે તે અપમાન કરનાર માટે ક્ષમાની યાચના નિર્લજ્જપણે કરો છો! ધિઃક્કાર છે તમને અને તમારી બુદ્ધિને!"

વસંતરાય બોલ્યા: "પ્રતાપ! હવે બધું મને સમજાય છે. એકવાર તેં શસ્ત્ર ઉગામ્યું કે તે કોઈના પર પણ પડવું જ જોઈએ એવા તારા દુરાગ્રહી સ્વભાવની મને ખબર છે. તેમાંથી હું બચ્યો ત્યારે બીજો સપડાયો! પ્રતાપ! તારા હૃદયમાં દયા ઉત્પન્ન થતી નજ હોય; તારો ક્રોધાગ્નિ કોઈનો પણ ભક્ષ કર્યા સિવાય નજ હોલવાતો હોય તો ભલે મારો જ ભોગ લે! લે, આ તારા કાકાનું શીશ!' એટલું કહી વસંતરાયે પોતાનું શીશ પ્રતાપાદિત્ય સમીપ નીચું નમાવ્યું. તે પુનઃ બોલ્યા: "મારો શિરચ્છેદ કરવાથી તારો ક્રોધ શાંત થતો હોય તો નિઃશંક તેમ કર! કાઢ, ખંજર કાઢ. મારા અંગ પર એક પણ કાળો કેશ છે નહિ. આ અભાગી મુખ પર તારૂણ્ય કે સાંદર્યનું એક પણ લક્ષણ રહ્યું નથી. અને શ્રેષ્ટ દરબારમાં જવા માટેનો યોગ્ય પોષાક મને મળ્યો છે!" વસંતરાયનો ચહેરો ઘણો કરુણાજનક દીસતો હતો. તે દુઃખોદ્દગાર કાઢ્યા જતા

હતા. તેમનો અવાજ ખોખરો થઈ ગયો હતો. તે પાછા બોલ્યા : " મારા મૃત્યુથી આપણા વંશનું વિઘ્ન નષ્ટ થશે ! વિભા ! મારી કુમળી વિભા ! તે મારો પ્રાણ છે ! તારા વજ્રનો વાર તેના ઉપર ન કર !" બોલતાં બોલતાં તેમનાથી રૂદન થઈ ગયું. તેમણે કળકળતાં કહ્યું : " પ્રતાપ ! મને મારી નાંખ ! જીવવામાં મને સુખ નથી ! તે બાલિકાના નેત્રનાં અશ્રુ જોવાનો સમય આવે તે પહેલાં મારો નાશ કર !" પ્રતાપાદિત્ય આટલો સમય સ્તબ્ધ ઉભો હતો પણ વસંતરાયનું ભાષણ ખલાસ થતાં જ તે ધીરેથી ત્યાંથી ચાલ્યો ગયો ! પોતે કરેલી આજ્ઞા પ્રકટ થઈ અને સર્વને તેની જાણ થઈ એ ઠીક થયું નહીં એમ તેને લાગ્યું ! તેણે નીચે જઈ પહેરેગીરોને હોશિયારીથી પહેરો ભરવાની તાકીદ આપી અને કહ્યું કે : " રાજવાડાની બહાર કોઈને પણ જવા દેશો નહિ તથા રાજવાડાના દરવાજા અત્યારથી જ બંધ કરી એ દેજો, એ મારી તાકીદની આજ્ઞા છે."

વસંતરાય અંતઃપુરમાં પાછા ફર્યા. ઉદયાદિત્યનો હાથ પકડીને તે બોલ્યાઃ " બેટા, હવે તો તુંજ કાંઈ ઉપાય શોધી કાઢ."

રામચંદ્રરાય ઘણાજ અધીરા બની ગયા. યુવરાજે પોતાની તરવાર મ્યાનમાંથી કાઢી અને સર્વને પોતાની પાછળ તેણે આવવા કહ્યું.

વિભાને તેણે ત્યાંજ રહેવા કહ્યું પણ રામચન્દ્રરાયે તેને સાથે જ લેવાની ઇચ્છા બતાવી, અને તેમની આજ્ઞાનુસાર તે સહુની સાથે ચાલવા લાગી. પોતાનાં પગલાંનો સહેજ પણ અવાજ ન થાય તેવી સંભાળથી તેઓ ચાલવા લાગ્યા. રામચંદ્રરાયને તો એમજ થતું હતું કે પોતે જતા હતા પરંતુ ભયાનકતા પણ પોતાનું સ્વરૂપ બતાવતી બતાવતી પાછળ આવતી હતી ! જ્યારે ત્યારે તેમને તો

મામા પર જ સંશય આવતો હતો ! અંતઃપુરની બહાર ગયા પછી તે લોકો રાજભુવનના મુખ્ય દરવાજા પાસે આવી પહોંચ્યા. યુવરાજે જોયું તો દરવાજો બંધ હતો. વિભા કંપિત સ્વરે બોલી: "ભાઈ, કદાચ ભોંયરાનો માર્ગ ખુલ્લો હશે. ચાલો ત્યાં જોઈએ." સર્વ જણ તે તરફ ગયાં. ગાઢ અંધકારમાં તપાસી તપાસીને ભોંયરાના પગથીઆં ઉપરથી તેમણે ઉતરવા માંડ્યું. ભોંયરામાં છેક નીચે ઉતર્યા પછી કોઈક ઉપર આવતું હોય એવો વિચાર રામચંદ્રરાયના મનમાં આવ્યો. તે મનમાંજ બોલ્યો: 'વાસુકીના પાતાળમાં જવાનું આ દ્વાર જણાય છે!' યુવરાજે નિસરણી મારફત ઉતરીને બહાર નીકળવાના દ્વાર પાસે જઈ જોયું તો તે બંધ હતું ! આથી સર્વે પાછા ફર્યા. વધુ તપાસ કરતાં જ ભુવનની બહાર નીકળવાના સર્વ માર્ગ બંધ જણાયા ! સર્વે પ્રત્યેક દરવાજા સમીપ ત્રણ ત્રણ વાર ગયા પણ નિરાશા સિવાય તેઓને અન્ય કાંઈ પ્રાપ્ત થયું નહીં.

રાજમહેલની બહાર નીકળવાનાં સર્વ દ્વાર બંધ છે એવું જ્યારે વિભાએ જાણ્યું ત્યારે તેણે પોતાનાં આંસુ લુછી નાંખ્યા અને પતિનો હાથ પકડી પોતાનાં શયનખંડમાં પાછી ફરી. તેને અંદર મોકલી પોતે દ્વારમાં જ ઉભી રહી અને બોલી: "જોઇએ, અત્રે તમને કોણ ત્રાસ દે છે? જ્યાં તમે જશો ત્યાં તમારી સાથે જ હું રહીશ ! જોઉં તો ખરી કે તમારાથી મને કોણ વિખૂટી કરે છે?"

યુવરાજ પણ ત્યાં આવી પહોંચ્યો; દ્વાર પાસે જ ઉભા રહી તેણે કહ્યું : "જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે, ત્યાં સુધી કોઈને પણ અત્રે હું આવવા દેનાર નથી." સુરમા પણ કંઈ નહીં બોલતાં પોતાના સ્વામીની સમીપ ઊભી રહી. વૃદ્ધ વસંતરાય પણ સર્વને મોખરે ઊભા. એકલો રમાપતિ ત્યાંથી ચાલતો થયો. આમ પ્રત્યેક જણ પરસ્પર સહાય કરવા અને સમય આવ્યે રામચંદ્રરાય ખાતર પ્રાણ આપવા તૈયાર થઈ ગયું. એ છતાં રામચંદ્રરાયને સંતોષ થયો

નહીં. તેને વિચાર આવ્યો કે, પ્રતાપાદિત્ય જેવા પ્રચંડ સ્વભાવનો મનુષ્ય શું ન કરી શકે? વિભા, ઉદયાદિત્ય કે વસંતરાયના વચ્ચે પડવાથી કંઈ પણ લાભ થનાર નથી એમ તેને લાગ્યું અને પોતાથી રાજ્યમહેલની બહાર કોઈ રીતે જવાય તોજ પ્રાણ બચે એમ તે નિશ્ચયપણે માનવા લાગ્યો.

કંઈક સમય પછી સુરમાદેવીએ યુવરાજને કહ્યું: "આપણે અત્રે ઊભાં રહીને કંઈ પણ કામ કરી શકીશું નહીં; પણ તેથી પરિણામ ઉલટું વિપરીત આવશે. રાજાની પ્રતિજ્ઞા પૂર્ણ થવામાં જેમ જેમ વધારે અડચણ આવશે તેમ તેમ તેનો સંકલ્પ વિશેષ દૃઢ થશે! ગમે તે પ્રકારે પણ પ્રભાત થતાં પહેલાં અહીંથી છટકી જવાય એવો કોઈ પણ ઉપાય યોજવો જોઈએ."

ઉદયાદિત્ય થોડીવાર વિચારમગ્ન સ્થિતિમાં સુરમાના મોં સામું જોઈ રહ્યા પછી બોલ્યો, "તારું કહેવું પણ સત્ય છે. એકવાર છેલ્લો ઉપાય અજમાવી જોઉં છું. કદાચ તેમાં આપણે યશ પામીએ!"

યુવરાજે પોતાની અંગપરનું શેલું ત્યાં જ મૂક્યું. સુરમા અંતઃપુરના દ્વાર સુધી તેની સાથે ગઈ અને ત્યાં કોઈ જ ન હતું એમ જોઈને તેણે ઉદયાદિત્યના કંઠમાં પોતાના કોમળ કરકમળ નાંખ્યા. કુમાર પ્રેમથી આલિંગન કરી આગળ ચાલ્યો અને સુરમા પોતાના શયન ખંડ તરફ પાછી વળી. તેના નેત્રમાંથી અત્યારે અવિકલ અશ્રુધારા વર્ષી રહી હતી. તે હાથ જોડીને જગદંબાની પ્રાર્થના કરવા લાગી: "હે દેવી, જો હું સાચી પ્રતિવ્રતા હોઉં તો મારા પતિનું આ સંકટમાંથી રક્ષણ કરજે. મેં આજે જાણી બુઝીને તેમને સંકટમાં નાંખ્યા છે, તે કેવળ તારા ભરૂસા ઉપર જ! માતા, જ્યારે આવા વિપત્તિ કાળમાં તું મારા પતિનું રક્ષણ નહિ કરે ત્યારે જગતમાં કોણ તારા પર આસ્થા રાખશે?"

અંધારામાં બેઠી બેઠી 'માતા, માતા,' એ શબ્દોચ્ચાર કેટલાક સમય પર્યંત તેણે કર્યા પણ તે છતાં તેને એમજ લાગ્યું કે, મારી પ્રાર્થના સંભળાઈ નથી!

પોતે ભવાનીની માનસપૂજા કરી તેથી પ્રસન્ન થઈ નહિ! પોતાની કુસુમાંજલિનો તો માતાજીએ સ્વીકાર કર્યો નહિ! તે કુસુમાંજલિ માતાનાં ચરણ પરથી નીચે પડી એવો વિચાર આવતાં સુરમા અધિક આકળવિકળ બની અને બોલી: "માતા, મારો શો અપરાધ થયો છે?" સુરમાના આ પ્રશ્નનો કાંઈ ઉત્તર મળ્યો નહિ! ભીષણ અંધકારમાં પ્રલયમૂર્તિ ઉન્મતપણે ચારે તરફ ભમતી હોય એમ તેને સ્પષ્ટ જણાતું હતું! આથી તેણે એકલાં ત્યાં ન બેસી રહેતાં વિભાના શયનખંડમાં જવા વિચાર કર્યો.

સુરમાને વિભાના અંતઃપુરમાં પુનઃ આવેલી જોઈ, વસંતરાયે પૂછ્યું: "ઉદય ક્યાં છે? શું થશે તેની કંઈ સમજ નથી પડતી!"

સુરમા દિવાલને ટેકો દઈ ઉભી રહી. તેણે ઉત્તર આપ્યો: "ઈશ્વરની ઈચ્છા હશે તે પ્રમાણે થશે!"

રામચન્દ્રરાય અત્યારે પોતાના વૃદ્ધ નોકર મોહનનો વિચાર કરતા હતા. તેના ઉપર તેમના મનમાં ઘણો ગુસ્સો ઉત્પન્ન થયો હતો. તેને લીધે પોતાના ઉપર આવું સંકટ આવી પડ્યું, એમ તે ધારતા હતા. પોતાના ઉપર આવી પડેલી વિપત્તિનું કારણ તે હોવાથી એકવાર આ સ્થળેથી છુટ્યા પછી તેને ભયંકરમાં ભયંકર શિક્ષા કરવી એવો તેમણે પોતાના મનમાં નિશ્ચય કર્યો. પણ તત્કાળ તેમને પોતાની સ્થિતિનું ભાન થયું અને શિક્ષા કરવાનો કદાચ પ્રસંગજ નહીં મળે એમ વિચાર આવતાંજ તેમને પાછું કષ્ટ થયું.

યુવરાજે રાજ્યભવનના મુખ્ય દરવાજા પાસે જઈ અંદરથી લત્તાપ્રહાર કરી પૂછ્યું: "કોણ છે દરવાજા પર?"

બહારથી જવાબ મળ્યોઃ " સીતારામ."

યુવરાજે જોસથી કહ્યું, " દરવાજો ખોલ."

યુવરાજનો સાદ ઓળખી સીતારામે દરવાજો ઉઘાડ્યો. યુવરાજ ત્યાંથી આગળ વધવા જતો હતો એટલે તે હાથ જોડી બોલ્યોઃ " યુવરાજ, ક્ષમા કરો, આજ રાતે રાજમહેલની બહાર કોઈને પણ જવા દેવાની મનાઈ છે."

" સીતારામ! તું પણ મારી વિરૂદ્ધ વર્તે છે કે?" એટલું કહી કુમારે પોતાની તલવાર મ્યાનમાંથી બહાર કાઢી.

" નહિ, કૃપાળુ, હું આપની વિરૂદ્ધ વર્તતો નથી. મારે આપની સામે શસ્ત્ર ઉચકવું નથી. આપે બે વખત મારા પ્રાણ બચાવ્યા છે." એટલું કહી સીતારામે યુવરાજની ચરણરજ પોતાના મસ્તક પર મૂકી.

યુવરાજ: " ત્યારે પછી તારા કહેવાનો ભાવાર્થ શો છે, તે તું કહી દે."

" જે પ્રાણનું રક્ષણ આપે બે વાર કર્યું છે, તેનો હવે વિનાશ ન કરો. મારાં શસ્ત્ર લઈ લ્યો. અને મારા હાથ પગ બાંધો. મહારાજા સમક્ષ મારા રક્ષણનો એ સિવાય અન્ય કોઈ ઉપાય નથી."

યુવરાજે તેનાં શસ્ત્ર લઈ લીધાં અને તેનાં જ કપડાંથી તેને મજબૂત બાંધી લીધો. સીતારામ ચૂપકીદીથી પડી રહ્યો. યુવરાજ ત્યાંથી આગળ વધ્યો. રાજાના મહેલની બહારની બાજુએ એક અસાધારણ ઉંચાઈનો કોટ હતો તેને પણ એક જ દ્વાર હતું અને તે બંધ હતું, રાજ્યમહેલની બહાર જવાનો તે પ્રધાનમાર્ગ હતો. યુવરાજ તે દ્વારને નહીં છેડતાં ધીરેથી કોટપર ચડ્યો અને નીચે જોવા લાગ્યો. દ્વારરક્ષક નિશ્ચિન્તે નિદ્રાવશ થયેલો હતો. યુવરાજ

સાવધતાથી નીચે ઉતર્યો. તેણે ધીરેથી દ્વારરક્ષકનાં સર્વ હથિયાર લઈ લીધાં અને પછી તેના ફેંટાથી તેના હાથ બાંધી લીધા. તે પછી તેની પાસેથી કુંચી લઈ, તેણે દરવાજો ઉઘાડયો. પહેરેગીર હવે જાગ્રત થયો. તે વિસ્મિત બની પૂછવા લાગ્યોઃ "યુવરાજ, એ શું કરો છો!"

યુવરાજ: "અંદર જવાનો માર્ગ ખુલ્લો કરૂં છું."

પહેરેગીર: "કાલે મહારાજને હું શો જવાબ દઈશ?"

"યુવરાજે મારો પરાજય કરી જબરજસ્તીથી દ્વાર ખોલ્યાં એમ કહેજે."

રાજમહેલની નિકટમાં જ ચન્દ્રદ્વીપનું અન્ય મંડળ ઉતર્યું હતું. ત્યાં જઈ યુવરાજે મોહનને જાગ્રત કર્યો. ત્યાં માત્ર રામ અને મોહન બે જણા જ હતા. વાડીનું સર્વ મંડળ જમી પરવારી, નાવપર સહેલ કરવા ગયું હતું. યુવરાજે ધાર્યું કે, એ પણ ઠીક જ હતું. મોહન ઉઠીને બેઠો થયો અને યુવરાજને જોતાં આશ્ચર્યચકિત ભાવે બોલ્યો: "કેમ, યુવરાજજી?"

"બહાર આવ" યુવરાજે ઉત્તર આપ્યો.

બહાર નીકળ્યા પછી યુવરાજે સર્વ વૃતાંત મોહનને કહ્યો.

મોહને પોતાનું વસ્ત્ર ગળામાં લપેટી હાથમાં એક લાકડી લઈ કહ્યું: "જોઉં તો ખરો, એ લક્ષ્મણ સરદારનું રૂપ! યુવરાજશ્રી, એક વખત તમે તમારા મહારાજાનાં માણસોને મારી પાસે લાવો. પછી જુઓ કે, આ જ લાઠીથી સંકડો મનુષ્યોના પ્રાણનાશ હું કરૂં છું કે નહીં!"

"તારી એ વાત હું માન્ય રાખું છું. પણ યશોહરમાં જો માત્ર સૈનિકો જ હોત તો તારી લાઠી વિજય મેળવત. પણ વસ્તુસ્થિતિ

જોતાં તમારા લોકનું પરાક્રમ અહીં ઉપયોગી થઈ પડે એમ નથી તેથી કોઈ બીજો ઉપાય યોજવો આવશ્યક છે."

મોહન બોલ્યો: "ઠીક યુવરાજજી, એક વાર મને મારા રાજા પાસે લઈ જાઓ કે હું નિશ્ચિંત બનું. પાછળથી કાંઈક પણ ઉપાય શોધી કાઢીશુ."

કુમારે રામચન્દ્રરાયને બહાર આણ્યા. બીજાં સર્વ જણ પણ તેની પાછળ ત્યાં આવ્યાં.

મોહન દૃષ્ટિએ પડતાં જ રામચંદ્રરાયને ક્રોધ વ્યાપ્યો; અને ક્રોધમાં જ તેમણે તેને ઉદ્દેશીને કહ્યું: "હું તને આજથી રજા આપું છું. હાલ ને હાલ તું ચાલ્યો જા. તું મારો જુનો સેવક છે. તને વધુ શિક્ષા કરવી મને ઠીક લાગતી નથી. જો હું આ સંકટમાંથી મુક્ત થાઉં તો મારે પુનઃ કદી તારૂં મોં પણ નથી જોવું!" રાજાએ નિષ્ઠુરભાવે આવાં કડવાં વચન કહ્યાં ખરાં પણ બોલતાં બોલતાં તેમનું હૃદય ભરાઈ આવ્યું. મોહન ઉપર તેમને અગાધ પ્રીતિ હતી.

મોહન હાથ જોડી નમ્રતાથી બોલ્યો, "મહારાજ, મને રજા આપનાર આપ તે કોણ હતા? આ નોકરી મને ઈશ્વરે આપી છે. જે દિવસે મને યમસદનમાં બોલાવવામાં આવશે તે દિવસે જ આ નોકરીથી હું અલગ થઈશ. તમારી ઈચ્છા હોય તો મને રાખો કે રજા આપોઃ પણ મારા મનથી તો મેં તમને મારા પ્રભુ જ માનેલા છે. તેથી હું તો તમારો જ દાસ છું."

"કેમ, પછી કોઈ ઉપાય શોધ્યો કે?" યુવરાજે મોહનને વધુ બોલતો અટકાવીને પૂછ્યું.

મોહન: "આપના આશીર્વાદથી આ લાઠી જ ઉત્તમ ઉપાય છે. મને દેવી જગદંબા ઉપર ભરુસો છે."

"મોહન, તારો એ ઉપાય નિષ્ફળ થશે." કુમારે નકારમાં ડોકું હલાવતાં કહ્યું: "તારી નાવ ક્યાં છે?"

"રાજમહેલની દક્ષિણ બાજૂની ખાડીમાં."

યુવરાજ સર્વને ઉક્ત સ્થાન તરફ લઈ ગયો. કિનારેથી આઠ દશ હાથ દૂર નૌકા હતી. ત્યાં જવાનો માર્ગ ઠીક ન હતો. મોહને રામચન્દ્રરાયને પોતાની પીઠપર લઈ ત્યાં જવાનો વિચાર બતાવ્યો. વસંતરાયે તેમ કરવા પોતાની નાખુશી દેખાડી અને મોહનને તેમ કરતાં વાર્યો. વિભા અને રામચન્દ્રરાયનો મત પણ વસંતરાયને મળતો જ થયો. યુવરાજ નીચે ગયો અને કેટલાંક વસ્ત્રનો લબાચો લઈ આવ્યો. મોહને તે સર્વ વસ્ત્ર એકઠાં કરી એક લાંબા દોરડાનો આકાર બનાવ્યો ને તેનો એક છેડો કિનારાપરની એક મજબૂત ખુંટી સાથે બાંધી બીજો છેડો ખાડીમાં તાકીને ફેંક્યો. તે બરોબર નૌકામાં જઈને જ પડ્યો. મોહને રાજાને ખાંધ પર બેસાડી જગદંબાનું સ્મરણ કર્યું. તેણે દોરડાનો આધાર રાખી રાજા સાથે નીચે ઉતરવા માંડ્યું. મોહને દોરડું દઢતાથી પકડ્યું હતું. યુવરાજે દોરડાના ઉપલા ભાગપર પોતાનો પગ મૂકી રાખ્યો. વૃદ્ધ વસંતરાય ધ્રુજતા ધ્રુજતા નેત્ર મીંચી દુર્ગાદેવીનું સ્મરણ કરવા લાગ્યા. વિભા શાંતિથી બધું જોયા કરતી હતી. રામચન્દ્રરાય અને મોહન નાવમાં પહોંચ્યા. નૌકા પર પગ મૂકતાં જ રામચન્દ્રરાય બેશુદ્ધ થયા! ઉપર વિભાને પણ મૂર્છા વ્યાપી! યુવરાજ તેને તે જ અવસ્થામાં ઉંચકી મહેલમાં લઈ ગયો. સુરમા તેને પૂછવા લાગી:

"આપે આપના રક્ષણ માટે શું ધારી રાખ્યું છે?"

"મારી ચિંતા કરવાની લેશ પણ જરૂર નથી." યુવરાજે નિશ્ચિંતપણું દાખવતાં કહ્યું.

## ૧૨

## શિક્ષા

રામચન્દ્રરાયને લઈ મોહને અતિ ત્વરિત વેગે નૌકા હંકારી પણ ખાડીમાંથી નદીમાં જતાં જતાં એકાએક તે કિનારે અટકી પડી. મોટી મોટી લોહ શૃંખલાથી ખાડીનું મોઢું બંધ કરેલું હતું. પહેરેગીરોએ નાવને નાસતી જોઈ હતી. તેના તરફ પહેરેગીરોએ મોટા મોટા પથ્થર ફેંક્યા પણ સુદૈવે એક પણ પથ્થર નાવ પાસે પહોંચી શક્યો નહીં. ખરૂં જોતાં પહેરેગીરોએ બંદુકો ફોડવાની જરૂર હતી પણ તે સમયે તેઓની પાસે બંદુકો ન હતી! એક જણને બંદુક લેવા મોકલ્યો હતો પણ તેને પ્રથમ પોતાની જ બંદુક જડતી ન હતી! ઘણીવાર સુધી આમ તેમ શોધ કર્યાં પછી એક બંદુક તેના હાથમાં આવી. બંદુક જડી તો તેને સળગાવવાની જામગરી નહોતી. તેને જતાં વાર લાગી, એટલે બીજા બે ત્રણ પહેરેગીરો તેની મદદે આવ્યા. એક જણ બંદુક શોધવા તો બીજો ગોળીઓ શોધવા લાગ્યો.

સારાંશ, આવી ગડબડમાં ઘણો વખત પસાર થઈ ગયો. દરમ્યાન મહાકષ્ટે મોહને નૌકાને સાંકળથી છોડીને નદીમાં હંકારી. પહેરેગીરોએ જોયું કે, હવે તેમના ગોળીબાર કંઈ કામ લાગે એમ નથી; તેથી તેઓએ બીજી નાકામાં તેમની પૂંઠે પડવાનો વિચાર કર્યો અને પોતાનામાંથી એકને નૌકા લેવા મોકલ્યો.

જે પહેરેગીર નૌકા લેવા ગયો હતો તે માર્ગમાં મોદીની દુકાન આગળથી પસાર થતાં વાતોએ ચઢ્યો અને મજકુર દુકાને બેસીને ચલમ ફુંકવા લાગ્યો. ત્યાર બાદ રામશંકરને જગાડી તેની પાસે પોતાના સો રૂપિયા લહેણા હતા તે માગવા રોકાયો. એટલે કે, જ્યારે નાવનો કંઈ જ ઉપયોગ થઈ શકે એમ ન હતું ત્યારે તે નાવ લઈને ત્યાં પહોંચ્યો! તેને વિલંબ થયો તે વિષે બીજા પહેરેગીરે તેને ઠપકો આપ્યો એટલે બન્ને વચ્ચે ઝઘડો જામ્યો અને તે ઘણો લંબાયો. કેટલીક વારે તે લોકોને નાસી ગયેલી નાવને પાછી પકડી લાવવાનું ભાન આવ્યું. પણ તે વ્યર્થ હતું; કેમકે ગમે તેટલી ઝડપ કરવાથી પણ હવે તે નાવ પોતાના હાથમાં નહિ જ આવે એવી તે લોકોની એજ વખતે ખાત્રી થઈ. પરિણામે તેઓએ પૂંઠ પકડવાનો વિચાર માંડી વાળ્યો. નાવ આણતાં જેટલી વાર થઈ હતી તેથી ત્રણ ચાર ગણો વિશેષ સમય તેઓએ કલહમાં કાઢ્યો. એટલે નાવ નિર્વિઘ્ને માર્ગક્રમણ કરી ગઈ. તે ભૈરવ નદીમાં પહોંચી ત્યારે સેનાપતિએ એક તોપ ફોડી.

રાત્રિના ઉત્તર ભાગમાં પ્રતાપાદિત્યને સહેજ સાજ નિદ્રા આવી હતી. તે આ તોપના અવાજથી ઉડી ગઈ. તેમણે સુતાં સુતાં જ દ્વારપાળને બોલાવ્યો પણ તેમની બૂમનો કોઈએ ઉત્તર આપ્યો નહિ કિંવા કોઇ ત્યાં આવ્યું પણ નહિ; કેમકે દ્વારરક્ષકને તો યુવરાજે જકડીને બાંધેલો હતો! પ્રતાપાદિત્ય ઉઠીને બેઠા થયા. તેમણે પુનઃ દ્વારપાળને હાંક મારી. પ્રતાપાદિત્યને વિચાર સ્ફુર્યો: “ શું આજ સર્વ પહેરેગીર સ્વધામ પહોંચી ગયા? લાવ, તપાસ કરૂં.” મહારાજા પોતે

જાતે શયનાગારમાંથી બહાર આવ્યા; અને જ્યારે "કોઈ હાજર છે કે? કેમ કોઈ બોલતું નથી?" એમ તેમણે હાંકો મારી ત્યારે મહેલમાંનો એક નોકર દોડી આવી હાથ જોડી ઉભો રહ્યો.

મહારાજાએ તપાસ કરાવી તો દ્વારપાળ સીતારામ બંધનગ્રસ્ત સ્થિતિમાં હતો! બીજો દ્વારરક્ષક પણ એ સ્થિતિમાં હતો! અન્ય રક્ષકો નજરે પડતા ન હતા. નોકરને મોકલીને મહારાજાએ મંત્રીને બોલાવ્યો

મંત્રીઃ "મહારાજ, તે લોકો શા ખુલાસા કરે છે, તે આપણે જાણવાની જરૂર છે."

પ્રતાપાદિત્યના મનમાં કંઈ ને કંઈ વિચારો ઘોળાઈ રહ્યા. એને લીધે તેમણે પૂછ્યુંઃ "વિભાનો પતિ કયાં છે? ઉદય અને વસંતરાય ક્યાં છે?"

"તેઓ મહેલમાં જ હશે!"

"હશે, એવું કહ્યું એટલે તમારા કર્તવ્યની પૂર્ણાહુતિ થઈ, ખરું કે? મંત્રી, તમને આ બધું ન પૂછું તો કોને પૂછું? તમે અનુમાનો શા માટે કરો છો? સાચી હકીકતો વિના તમારે બીજું કાંઈ કહેવાનું ન હોય. મારે 'હશે' ન જોઈએ. મારે તો 'છે' જોઈએ. કહો, તમે શું કહો છો?"

મંત્રી કશો જ ઉત્તર ન દેતાં રાજમહેલમાં તપાસ કરવા ગયો. રમાપતિ તેને મળ્યો. રામચંદ્રરાય નાસી ગયા છે, એ વાત તેના મુખથી મંત્રીએ શ્રવણ કરી. વિશેષ તપાસમાં ચન્દ્રદ્વીપાધિપતિનો વિદૂષક તેમને મળ્યો. વિદૂષકે મંત્રીને જોઈને કહ્યું: "આપ તો જાંબુવાનના અવતાર છો!" ચન્દ્રદ્વીપમાં વિદૂષકનાં વાક્યે વાક્યે સૌ હસતા. અહીં એથી ઉલ્ટું બન્યું. મંત્રીએ રમાપતિ પાસે વિદૂષકની ધરપકડ કરાવી અને કહ્યું: "એને મહારાજા સમક્ષ રજૂ કરો."

પ્રતાપાદિત્ય સમક્ષ રામને લઈ જવામાં આવતાં તેણે વિચિત્ર ચેષ્ટાઓ કરીને તેમને હસાવવા પ્રયત્ન કર્યો. પણ સર્વ અનર્થનું મૂળ આ વિદૂષક હતો, તેથી તેના ઉપર મહારાજાને સવિશેષ ક્રોધ વ્યાપ્યો. તિરસ્કારથી તેમણે કહ્યું : "આ વાનરને હમણાં લઈ જાઓ મારી પાસેથી !"

મંત્રીએ કહ્યું : "મહારાજ, જમાઈરાજ—"

પ્રતાપાદિત્ય : "એનું શું થયું ?"

મંત્રી : "તે નાસી ગયા છે !"

પ્રતાપાદિત્યે ઉઠીને ઉભા થઈ પાદપ્રહાર કર્યો અને કહ્યું : "રાજમહેલમાંથી તે નાઠો ! તમામ પહેરેગીરોને મારી સમક્ષ હાજર કરો. એને નસાડયો કોણે એ હું શોધી કાઢવા ઇચ્છું છું." મંત્રી દ્વારરક્ષકોને શોધવા જતો રહ્યો.

રામચંદ્રરાય ગયા ત્યારે જેમ અંધારૂં હતું તેમ તેમના ગયા પછી પણ રાજમહેલમાં અંધારૂં વ્યાપેલું હતું. યુવરાજ, વસંતરાય સુરમા અને વિભા, એ અંધકારમાં જ બેસી રહ્યાં હતાં. વિભા હૃદયશૂન્ય બની ગયેલી હતી, કોઈ કોઈનાં વદન નિહાળી શકતાં ન હતાં. કેવળ શ્વાસોશ્વાસ શ્રવણે પડતા હતા.

અંધકારમાં વસંતરાય બોલ્યા : "વત્સ ઉદય !"

યુવરાજે પ્રશ્ન કર્યો : "શું છે, કાકાશ્રી ?"

વસંતરાય : "આ શું બની ચૂકયું ?"

ઉત્તર ના મળ્યો. વસંતરાયે કહ્યું : "આ સર્વ આપત્તિ મારા કારણે જ આવી પડી છે." એમને લાગ્યું કે, પ્રતાપાદિત્યથી મારો વધ કરી શકાયો નહીં તેને પરિણામે અત્યંત આકળવિકળ બની જઈને આ સર્વ ઉત્પાત તેણે મચાવ્યો છે ! આ ભયાનકતા તેથી જ અહીં પરિવ્યાપ્ત થઈ છે !

યુવરાજે કહ્યું : "આપનું કારણ છે જ નહીં."

વસંતરાયે પૂછ્યું : "વિભા કેમ કાંઈ બોલતી નથી ?"

વિભા નિરૂત્તર જ રહી. આખી રાત્રિ એ રીતે ક્ષુબ્ધ અંતઃકરણે અંધકારમાં જ એ સૌએ કાઢી અને પછી અંધકાર ભેદીને સૂર્યનારાયણે પોતાનાં તેજસ્વી કિરણો ફેંક્યાં.

મહારાજા સમક્ષ જે દ્વારરક્ષકોને હાજર કરવાના હતા તેમાં સીતારામ અને ભાગવત મુખ્ય હતા. સીતારામ ભારે ગડભાંગમાં પડ્યો હતો: 'કોઈ પ્રચંડકાય ભૂત, જેને એક વાંકો પગ અને ત્રણ ચક્ષુ હતાં, તે મને બંધનગ્રસ્ત કરી ગયું, એમ કહું કે યુવરાજનું નામ દઉં ? શું કરૂં ?' આવા વિચારોમાં તે હતો તેવામાં વસંતરાય તેની સમક્ષ ઉપસ્થિત થયા. તેમણે કહ્યું:

"સીતારામ, જો પ્રતાપ તને પૂછે કે, તને બાંધનાર કોણ હતો ત્યારે તું મારૂં નામ દેજે. મારી યુવાનીમાં હું બલિષ્ઠ હતો, એ વાતની પ્રતાપને ખબર છે, સમજ્યો ?"

સીતારામને આશ્ચર્ય તો થયું પણ વસંતરાયની સૂચના સાંભળતાં તેને ઘણો હર્ષ થયો. તે અમુક નામનો શોધ કરતો હતો. એ નામ મળી ગયું.

વસંતરાય ભાગવત પાસે ગયા, અને જ્યારે તેને વસંતરાયે બાંધનાર તરીકે પોતાનું નામ દેવા કહ્યું ત્યારે તે બોલ્યો : "અસત્ય વદીને હું પાપમાં પડું ? કદાપિ નહીં," ભાગવતના સ્કંધ પર પોતાના કરોચળીઓવાળો એક હસ્ત મૂકીને વસંતરાય મૃદુ સ્વરે બોલ્યા : "પાપ અને અસત્ય, ભલાંભોળાં મનુષ્યના પ્રાણસંકટ દૂર કરતી વખત જોવાનાં હોય કે ? એવાંનાં સંકટહરણ કાજે અસત્ય કહેવું પડે અને જો એ પાપ લેખાતું હોય તો, હું કદી તે ગણત્રીમાં

લઉં નહીં." પણ ભાગવતનું ધર્મજ્ઞાન એટલા બધા પ્રબળ સ્વરૂપમાં પ્રકટી નીકળ્યું કે, તે 'એકનો બે' ન થયો. અસત્ય નહીં બોલવાનો તેનો અત્યાગ્રહ જોઇને વસંતરાયે તેને કહ્યું: "જો આ પાપ હોત તો હું તને આગ્રહ જ ના કરત. છતાં પણ તું જો મારૂં કહેવું માન્ય રાખીશ તો હું તને પ્રસન્ન કર્યા વિના નહીં રહું. અત્યારે તો મારી પાસે જે છે તે લે."

ભાગવતનો હાથ લાંબો થયો. વસંતરાયના હાથમાંના રૂપીઆ તેમાં પડ્યા. ભાગવતે મુઠ્ઠી વાળી. એ મુઠ્ઠી ખિસ્સામાં પડી.

જ્યારે પહેરેગીરોને મહારાજા સમક્ષ રજુ કરવામાં આવ્યા ત્યારે સૌથી પહેલાં સીતારામને તેમણે પૂછ્યું "તેં ગઇ કાલે રાત્રે રાજમહેલનાં દ્વાર ઉઘાડ્યાં હતાં કે? કોણે તને એમ કરવા આજ્ઞા કરી હતી?"

પ્રતાપાદિત્યના ક્રોધાન્વિત સ્વરે જ સીતારામને ગભરાવી મૂક્યો: "મ...મ...હા...રા...જા, મારો કંઈ અપરાધ નથી."

"આમાં અપરાધનો પ્રશ્ન જ ક્યાં છે? દરવાજો ઉઘાડવાની આજ્ઞા કરનાર વ્યક્તિ કોણ હતી?"

"મને...બલાત્કારે...યુવરાજજી...ના...ના..."

સીતારામના મોંમાંથી યુવરાજનું નામ નીકળી ગયું. પ્રતાપાદિત્યને તો કોઈક પણ નામ જોઈતું હતું અને યુવરાજનું નામ સાંભળતાં જ ક્રોધાગ્નિથી અત્યંત પ્રજ્જવલિત થઈને તેણે કહ્યું: "બોલાવો યુવરાજને."

આ વખત કાકાશ્રી વસંતરાયે ત્યાં આવીને સીતારામને કહ્યું: "કેમ, શા માટે તું અધર્મ કરે છે? યુવરાજનો કંઈ પણ દોષ નથી અને બીજાનો છે, એ સત્ય વાર્તા તું શા માટે ગુપ્ત રાખે છે? યુવરાજનો આમાં કાંઈ પણ દોષ નથી, ખરૂંને?"

સીતારામે તત્કાળ પાઘડી ફેરવીને કહ્યુંઃ "હા, મહારાજ, યુવરાજનો કંઈ પણ દોષ નથી."

"ત્યારે કોનો દોષ છે?" પ્રતાપાદિત્યે પૂછ્યું.

સીતારામ બીજા કોઈનું નામ દઈ શકયો નહીં. તે વસંતરાય સામું જોઈ રહ્યો. વસંતરાયે કહ્યું: "પ્રતાપ, તું આ પહેરેગીરોને લગીરે શિક્ષા ન કરીશ. તેમનો કોઈનો દોષ નથી. યુવરાજનો પણ કંઈ દોષ નથી."

પ્રતાપાદિત્ય ક્રોધથી ગણગણ્યાઃ "પહેરેગીરોનો દોષ નથી, યુવરાજનો દોષ નથી, ત્યારે શ્રીપૂરના જમીનદારની દીકરીનો દોષ છે?"

"તેનોયે કિંચિન્માત્ર દોષ નથી." કાકાશ્રીએ કહ્યું.

"તમે નિરર્થક કાળક્ષેપ કરી રહ્યા છો!" પ્રતાપાદિત્યે કહ્યુંઃ "તમે ન્યાયનાં કામમાં વચ્ચે આવીને દખલ કરો છો. મારે તમને એ કારણે શિક્ષા કરવી પડશે. તમે વચ્ચે આવ્યા છો તેથી જ યુવરાજ દોષિત છે, એવો મારો શક દઢતર થયો છે."

આ સાંભળતાં જ કાકાશ્રી ચિંતાગ્રસ્ત બની ગયા. પોતે જેને બચાવવા માગતા હતા, તેજ પ્રતાપાદિત્યની નજરમાં વધુ દોષિત ઠર્યો છે; એટલે હવે તેને શિક્ષા થશે, એમ તેમને લાગ્યું. તે વિચારમગ્ન હતા તેવામાં મહારાજાએ કહ્યું:

"ઉદયમાં જો કિંચિન્માત્ર માનસિક બળ હોત કિંવા તેને પોતાના હિતનું ભાન હોત અથવા તો તેનાં કાર્ય તેની પોતાની બુદ્ધિ દ્વારા થતાં હોત તો હું અવશ્ય તેને શિક્ષા કરત; પણ મને ખબર છે કે, એ અજ્ઞાન મૂર્ખને કોણ નચાવે છે! જો તે મૂર્ખ ન હોત તો આજે તેના પ્રાણ બચ્યા નહોત. હું જાણું છું કે, જેમ ઉંચે ઉડતા પતંગનો દોર ઝાલનાર દોષિત છે, તેમ ઉદયને નચાવનાર મારા મનથી ચોક્કસ

દોષિત છે જ. ઉદયની મૂર્ખતાને કારણે તેને સખ્ત શિક્ષા કરવા મારૂં અંતઃકરણ ના પાડે છે; પરંતુ કાકા, હું તમને તો સ્પષ્ટ કહી દઉં છું કે, જો પુનઃ તમે કદી યશોહરમાં આવ્યા અને ઉદયને મળ્યા, તો, તમારા પ્રાણ બચશે નહીં !"

થોડીવાર સુધી સ્તબ્ધ રહ્યા પછી વસંતરાય બોલ્યાઃ "પ્રતાપ, આવતી કાલે પ્રાતઃકાળે હું અત્રેથી રવાના થઈશ." તેઓ આથી વિશેષ ચકાર શબ્દ કાઢ્યા વિના દીર્ઘ નિશ્વાસ નાંખી રાજા પાસેથી ચાલ્યા ગયા.

તેમના ગયા પછી મહારાજાએ કહ્યુંઃ "પહેરેગીરોને તમામને કેદખાનામાં મોકલી દો. અને મંત્રી, શ્રીપૂરના જમીનદારની દીકરીને હવે અહીં રાખવી ઉચિત નથી. તેને ચાહે તે યુક્તિથી તેના પિયર-પંથે વળાવી દો."

વિભા વિષે મહારાજાએ કંઈ આજ્ઞા ન કરી. ચાહે તેવી પણ તે તેમની પુત્રી હતી.

## ૧૩

# વિદાય

વસંતરાય યુવરાજ પાસે જઈ તેનો હાથ ઝાલીને બોલ્યા: "હવે આ જન્મમાં તારું અને મારું મિલન થશે નહિ."

કુમારે વિસ્મિત થઈ પૂછ્યું: "કેમ, કાકાજી ?"

વસંતરાયે સર્વ વૃત્તાંત વિદિત કર્યો ને કહ્યું: "હું તારા પર આટલો સ્નેહ રાખું છું: તને અંતઃકરણપૂર્વક ચાહું છું; તેથી જ તારી આવી દુર્દશા થઈ છે! મારે લીધે તને કષ્ટ! એ મને પસંદ નથી. તું સુખમાં રહે, એટલી જ મારી ઇચ્છા છે. મારા આયુષ્યનો શેષ ભાગ હું આજથી ગમે તે રીતે ગાળવા માગું છું."

ઉદયાદિત્યે ગદ્ ગદ્ કંઠે ઉત્તર દીધો: "નહિ, નહિ, મારા વ્હાલા વડીલ, એમ નહિ બને, મારી અને આપની પ્રીતિ જેવી ને તેવી જ કાયમ રહેશે. એમાં કોઈને વચ્ચે આવવાનું કાંઈ પણ

કારણ નથી. કાકાજી, આપ જ્યારે મને છોડી જાઓ, મારો ત્યાગ કરો, ત્યારે તો મારા દુઃખની સીમા નહિ રહે."

વસંતરાય વ્યાકુળ બની કહેવા લાગ્યા: 'પ્રતાપે મને જીવથી નહીં મારતાં તને મારાથી વિખૂટો પાડ્યો છે તે કારણે જ હું જીવિત છતાં મૃત સમાન છું. તેણે કરેલી આ શિક્ષા પ્રાણદંડ કરતાં અધિક છે. તારા મોંમાંથી મારૂં નામ કાઢીશ નહિ, વસંતરાય હવે જીવતો છે જ નહિ, એમ જ ગણજે."

વસંતરાય ત્યાંથી ઉઠી વિભા પાસે ગયા. તેમણે વિભાને પોતાના માથાના શ્વેતકેશ ચૂંપી કાઢવાને કહ્યું અને તે ઉત્સાહથી કેશ ચૂંપતી હતી. તે દરમ્યાન જાણે કાંઈ પણ ન બન્યું હોય તેમ વસંતરાય પોતાની સિતાર વગાડવા લાગ્યા.

ઉદયાદિત્યે સુરમા પાસે જઈ તેને સર્વ હકીકત જણાવી અને પૂછ્યું: "સુરમે, તને પણ મારાથી દૂર કરે તો?"

સુરમા દૃઢ મનોભાવથી બોલી: "યમદૂત સિવાય અન્ય કોઈ મને તમારાથી દૂર કરી શકે એમ નથી." સુરમાના હૃદયમાં આવી કંઈક ભીતિ ઉત્પન્ન તો થઈ હતી જ. તેનું જ હૃદય કહેતું હતું કે, કોઈ નિષ્ઠુર હૃદયમાં તેને અને તેના સ્વામીને વિખૂટાં પાડવાનો વિચાર ચાલી રહ્યો છે. તે યુવરાજને દૃઢાલિંગન કરતી બોલી: "નાથ, આપને કદી પણ હું દૂર થવા દઈશ નહીં. હું આપથી દૂર નહીં થાઉં, હું આપને ત્યજી ક્યાંયે જઈશ નહીં. મને કોઈ તેમ કરવા ફરજ પાડી શકશે નહીં."

યુવરાજે દીર્ઘ નિશ્વાસ સાથે કહ્યું: "કાકાજીને તો હવે મળાય એમ નથી જ. મને મારાં સુખ દુઃખની તો લેશપણ પરવા નથી. પણ કાકાજીને ઘણું જ લાગ્યું હશે. ઈશ્વરની ઈચ્છા હજુ કોણ જાણે શું શું કરવાની હશે?"

વસંતરાયનો કેટલોક વૃત્તાંત કુમારે સુરમાને જણાવ્યો. વસંતરાયે કોના કોના પર કેવા કેવા પ્રકારના અનેક ઉપકાર કર્યા હતા, કોને કોને સંકટમાંથી બચાવ્યા હતા, કેવાઓને તેમણે સહાય કરી હતી, એ બધું કુમારના મનમાં તાજું થઈ આવ્યું, અને તેની વિગત તેણે સુરમાને કહી સંભળાવી. વસંતરાયના સરલ અને કોમલ હૃદયના સાક્ષીભૂત એવા કંઈક દાખલાઓ અણમોલ રત્ન માફક ઉદયાદિત્યે વીણી વીણીને પોતાના હૃદયભંડારમાં સંગ્રહી રાખ્યા હતા. આજે તે સર્વ તેણે સુરમા સમીપ ખાલી કર્યા.

“કાકાજી સમાન મનુષ્યો આ જગત્‌માં ઘણા જ થોડા હોય છે.” સુરમાથી અચાનક બોલાઈ જવાયું. ત્યાંથી તેઓ બન્ને વિભાના ખંડમાં ગયાં. વિભા વસંતરાયના માથાના વાળ ટૂંપતી હતી અને વસંતરાય સિતાર બજાવતા હતા.

તે ઉઠીને ઉભા થયા અને કુમારને પોતાના હૃદય સાથે ચાંપી બોલ્યા: “વત્સ, આ સિતાર હું અત્રે જ રાખી જાઉં છું. તું અને સુરમા તેનો ઉપયોગ કરજો. મારે આ જન્મમાં પુનઃ તેનું નામ નથી લેવું અને વિભા —”

દુઃખથી તેમની છાતી ભરાઈ આવી. તેમનાં નેત્રમાંથી અશ્રુ-પ્રવાહ વહેવા લાગ્યો. નેત્ર લૂછતાં લૂછતાં તેઓ પાલખીમાં જઈ બેઠા.

તેમણે વિભાને પોતાને મુખેથી કશું કહ્યું ન હતું. વિભાને કાકાજીના જવાથી મહા વ્યથા થઈ. ઉદયાદિત્યે તેને શાન્ત પાડીને હિમ્મત રાખવા કહ્યું; પણ વિભા ઉપર કાકાજીના જવાથી થયેલા આઘાતે તેને મૂર્ચ્છામાં નાખી દીધી.

## ૧૪

# માયાવિની મંગલા

યશોહરના પશ્ચિમ ભાગમાં એની ઝૂંપડી આવેલી હતી, એને લોક મંગલાના નામથી ઓળખતા. એની પાસે સર્વ રોગનાં ઔષધ રહેતાં. જારણ, મારણ, ઉચ્ચાટન, અને વશીકરણના સર્વ પ્રયોગો એ જાણતી. ખાસ કરીને વશીકરણ માટે તેનો એટલો બધો અભ્યાસ પ્રખ્યાત હતો કે, ખુદ રાજભવનમાંથી નાનાં મોટાં સર્વ જાતનાં માણસ તેને ત્યાં આવતાં.

મંગલા પોતાની ઝૂંપડી બહાર બેઠી હતી. એ વિચારમાળાના મણકા ફેરવતી હતી. એવામાં રાજમહેલની માતંગિની નામે દાસી ત્યાં આવી. તે બોલીઃ " બજારમાં કેટલીક ચીજો લેવા આવી'તી. મને થયું કે, લાવ, મંગલા પાસે જતી આવું. કામ તો આજ ઢગલો પડયું છે. પણ તને મળવાની મારા અંતરમાં એટલી બધી ચટપટી થઈ રહી હતી કે, પડયું રહેવા દઈને આવી છું. મારાથી બહુ વાર

બેસાય તેમ નથી." તેણે પોતાના માથા પરનો ટોપલો જમીન પર મૂકયો. તે મંગલાની સામે બેઠી અને પછી બોલીઃ "તને બધી યે વાતની ખબર છે. હવે તો તે મારા પર પ્રથમની જેમ પ્રેમ રાખતો નથી! ફક્ત બહારથી પ્રેમનો દેખાવ કરે છે! એનું કારણ તો હું ક્યારની યે કળી ગઈ છું. એને કોઈ બીજીએ લોભાવ્યો છે! પણ એ ચોટ્ટી કોણ છે, તે સમજાતું નથી! બહેન, હવે તું કંઈ મંત્ર તંત્ર સાધી આપ કે જેથી એ શંખણીનું ત્રણ દિવસમાં નખ્ખોદ જાય! મારા જીવને તો ત્યારે જ ટાઢક વળશે!"

મંગલા પાસે આવનારાં ગ્રાહક કેવાં હતાં, એનો ખ્યાલ આ ઉપરથી આવી જાય છે. પણ આ દાખલામાં ગ્રાહકને મુદ્દલે ખબર નહતી કે, જેને તેણે 'શંખણી' 'ચોટ્ટી' ઇત્યાદિ વિશેષણોનો શિરપાવ આપ્યો હતો, તે આ મંગલા પોતે જ હતી!

માતંગિનીનું કથન સાંભળીને મંગલા મનમાં હસવા લાગી; અને વિચારવા લાગીઃ "મારે મરવાની હજી વાર છે. યમરાજાના પ્રતિનિધિ તરીકે મારે જે કામ કરવાનું છે, તે હજી પૂર્ણ થયું નથી. જ્યારે તે પૂર્ણ થશે ત્યારે કાળદેવ ભલે મારું ભક્ષણ કરે." બહારથી તે બોલીઃ "તારા જેવી સુન્દર સ્ત્રી હોવા છતાં હજી તે બીજી સાથે સંબંધ શોધે છે, એમ તું કહે છે, એ અજબ થવા જેવું છે! શું તે એવો અરસિક છે? ખરેખર, જો તે તેમ કરતો હોય તો તેના જેવો મૂર્ખ અન્ય કોઈ જ નહિ. પણ તું ગભરાય છે શું કામ? મારાં ઔષધ કરતાં વધુ અસરકારક ઉપાય શું તારી પોતાની પાસે નથી? તારાં ચક્ષુ જ શું તેને વશ કરવા યોગ્ય નથી? એકવાર તેના તરફ સ્નેહમય કટાક્ષથી જોઈશ કે, તુર્ત જ તારી ફત્તેહ થઈ સમજવી! અને તેમ છતાં જો તું નિષ્ફળ થાય તો પછી હું એક પડીકી આપું છું. તેમાંનું ઔષધ પાનપટ્ટીમાં નાંખી ખવડાવી દેજે; એટલે તારું કાર્ય સફળ થશે!"

શ્યામા ઝૂંપડામાં ગઇ અને કાગળની પડીકીમાં એક ઔષધ લાવીને તેણે તે પડીકી માતંગિનીને આપી.

માતંગિની જવા માટે ઉઠતી હતી તેને મંગલાએ પૂછ્યું: " કેમ, રાજમહેલની કંઈ નવાજૂની?"

"મારે શા સારૂ એ બધામાં ધ્યાન આપવું જોઈએ?"

તે આવો જવાબ દેશે એવી મંગલાને ખબર ન હતી. તેણે ગંભીર અને ભારે સાદે કહ્યું: " ઠીક. જેવી તારી ઇચ્છા! તું કહેવા ન ઇચ્છે તો ઓછું મારૂં કંઈ જોર ચાલવાનું છે!"

માતંગિની સમજી ગઈ કે, મંગલાને ખોટું લાગ્યું છે; તેથી તેણે કહ્યું: "તને કહેવામાં તો કંઇ જ વાંધો નથી પણ આજે વિલંબ બહુ થઈ ગયો છે તેથી જલ્દી જાઉં છું. એક બે દિન પછી આવીશ અને જરૂર બધી વાત કરી જઈશ."

"જેવી તારી ઇચ્છા!"

માથાપર ટોપલો મૂકતાં મૂકતાં માતંગિની બોલવા લાગી: "આજે તો બહુ જ વિલંબ થઈ ગયો. હવે કોણ જાણે શું થશે? મંગલા, તે દિવસે મહારાજાના જમાઈરાજ આવ્યા હતા કેની તે તો કાલે રાતે કોઈને કહ્યા વગર ગૂપચૂપ ચાલ્યા ગયા!"

"હેં? શું સાચું કહે છે? મને તો લાગે છે કે, એનું કાંઈ ગુપ્ત રહસ્ય હશે! અને તારા સિવાય એ રહસ્ય બીજું કોઈ જાણતું યે નહિ હોય!"

માતંગિની પ્રસન્ન થઈને બોલી: " બહેન, ખરૂં કહું તો, વાત એમ છે કે, અમારા યુવરાજની રાણી કોઈનું શુભ થતું સહન કરી શકતી જ નથી! એ તો મોટી જાદૂગારિણી છે, જાદૂગારિણી! મંત્રતંત્ર

પણ પુષ્કળ જાણે છે અને તેના બળથી તેણે પોતાના સ્વામીને પાળેલા માર્જાર જેવો બનાવી દીધો છે! પણ બહેન, આ હું તને જે કાંઈ કહું છું તે, બીજા કોઈને કહેવા – કરવાનું નહિ, હોં કે? નહીં તો, વળી બધાં કહેશે કે, રાજમહેલની બધી વાતો માતંગિની બહાર કહેતી ફરે છે!"

મંગલાને સર્વ વૃત્તાંત સંપૂર્ણતાથી જાણી લેવાની ખૂબ જીજ્ઞાસા ઉત્પન્ન થઈ. તે સારી પેઠે સમજતી હતી કે, પોતે થોડીવાર ધૈર્ય ધારણ કરી રહેશે તો, આપોઆપ માતંગિની રજેરજ વાત કહી દેશે! છતાં પોતાનો મનોવેગ તે દાબી શકી નહિ. તેથી તેણે પ્રશ્ન કર્યો: "બહેન, બીજું છે જ કોણ કે વાત જાણી જાય? તદ્દન એકાંત છે. ઉપરાંત, આપણે જે વાતચીત કરીએ છીએ, તેમાં આપણે અયોગ્ય કંઈએ કરતાં નથી એમ મારું માનવું છે. પણ તારી રાણીએ કર્યું શું તે તો તું કહેતી જ નથી!"

"બીજું શું કરે?" હાથનો લહેકો કરીને માતંગિની બોલી: "વિભા બહેન વિષે જમાઈરાજને સાચુંજૂઠું કહીને તેણે તેમના કાન ભંભેર્યા અને તેથી જ રાતોરાત તે ચાલ્યા ગયા! વિભા બહેન બિચારીની શી સ્થિતિ થઈ છે, તેની કલ્પના તેને ક્યાંથી હોય? એંહ! તે બિચારીની આંખો તો રડી રડીને લાલચોળ થઈ ગઈ છે! મહારાજાને આ વાતની ખબર પડી છે અને તેથી તે યુવરાજ્ઞી પર ઘણા ગુસ્સે થયા છે, અને એમ કહેવાય છે કે, થોડા સમયમાં તેઓ તેને પિયેર મોકલાવી દેશે! પણ બહેન, તને હસવું આવે છે તે જોઈને મને નવાઈ લાગે છે. એમાં હસવા જેવું કાંઈ જ ન હોવા છતાં તારાથી હસવું રોકી શકાતું નથી!"

રામચન્દ્રરાય, યશોહર કેમ છોડી ગયા તેના કારણની રાજ્ય-મહેલનાં સર્વ દાસદાસીને ખબર હતી પણ તેઓ પોતે માંહે માંહે જે વાતચીત કરતાં તેનો કંઈ ઢંગધડો ન હતો.

"માતંગિની, તું તારાં રાણી માતાને જઈને કહેજે કે, યુવરાજ્ઞીને પિયર મોકલવાની કશી જરૂર નથી. યુવરાજનું મન તેણે વશ કરી લીધું છે; તેથી જ પિયર મોકલવાની હોય તો ના મોકલશો. અને ખાસ કહેજે કે, તેને માટે તેના પતિના મનમાં એક ક્ષણ માત્રમાં અનિષ્ટ ભાવ ઉત્પન્ન થાય એવી સચોટ જડીબુટ્ટી મંગલા પાસે છે." એમ કહી મંગલા પુષ્કળ હસવા લાગી.

"એમ! બહુ સારૂ બહેન, વખત આવતાં રાણીમાતા પાસે જરા વાતચીત કરી જોઇશ."

"યુવરાજને પોતાની સ્ત્રી ઉપર ઘણોજ પ્રેમ છે કે?"

"કેટલી વખત પૂછે છે? તેમાં બીજું કશું કહેવા જેવુંજ નથી. પોતાની સ્ત્રીને જોયા વિના એક ક્ષણ પણ યુવરાજને ચાલતું નથી. તેને જોઈને તો તે ગાંડોઘેલો બની જાય છે!"

"ઠીક છે; એનો ઉપાય મારી પાસે છે. દિવસે પણ તે તેનો સાથ છોડતો નથી?"

"દિવસના પણ તેની પૂઠે પડછાયાની માફક ભમ્યા કરે છે!"

"રાત અને દિવસ સાથે ને સાથે જ બેસી રહીને તેઓ શું કરતાં હશે, બહેન? પોતાના સ્વામીને એટલો બધો વખત તે શું કહેતી હશે? તે શું કહેતી હશે એ કોઈ દિવસ તેં છૂપાઈને સાંભળ્યું છે?"

"નહિ રે, બહેન, એવો તે શો સવાલ કરે છે? એવું થાય કે?"

"બહેન, એક વખત તું મને રાજભવનમાં પ્રવેશ કરાવી શકીશ? મારે એ બેનો ખેલ નજરે જોવો છે?"

"વાહ રે બહેન, હજુ તને ધણીધણીઆણીની એકાંત જોવાનો ચસ્કો રહી ગયો છે?"

"નહિ, નહિ, એમ નથી. એકવાર જોઉં તો સમજ પડે કે કેવો પ્રયોગ અજમાવ્યાથી તેઓને છૂટાં પાડી શકાય. યુવરાજ ઉપર જે મોહમંત્રનો પ્રયોગ તેણે અજમાવ્યો હોય તે હું દૂર કરી શકીશ કે કેમ તે મારે એકવાર જોવું તો જોઈએ ?"

"ઠીક, હું વિચાર કરી જોઈશ અને બનશે તો તને કહીશ, પણ બહેન, હમણાં તો હું જાઉં છું. બહુ વાર થઈ ગઈ, હોં ?" એમ કહી માતંગિની ત્યાંથી ચાલતી થઈ.

તેના ગયા પછી મંગલા ક્રોધાવેશમાં આવી જઇ દાંત કચકચાવવા લાગી અને કાંઈક અસ્પષ્ટ ઉદ્‌ગાર કાઢવા લાગી. પણ તેમાં "વેર વેર" એ શબ્દો અનેકવાર સમજાતા હતા !

૧૫

## દયાલુતા વિરૂદ્ધ નિર્દયતા

સંધ્યા સમય થઈ ગયો હતો. સૂર્યદેવ આખો દિવસ કામ કરી વિશ્રાન્તિ લેવા હમણાં જ ગયા હતા. ચન્દ્ર ઉગ્યો ન હતો. સૃષ્ટિની દેખરેખ રાખનાર કોઈ નહોતું! આવે વખતે વિભા રાજ્યમહેલની અગાસી ઉપર ચઢી યશોહરમાંથી વિદાય થતા વસંતરાયને જોતી હતી. વસંતરાયે પાલખી બહાર ડોકું કહાડીને જોયું તો, આ સંધ્યાસમયે રાજમહેલની પથ્થરની ભીંતો પણ જાણે અશ્રુ સારતી હોય તેમ જણાતું હતું! પાલખી દૃષ્ટિમર્યાદામાંથી વિલીન થઈ પણ વિભા જ્યાં હતી ત્યાં જ ઉભી રહી. સુરમાએ વિભાને મહેલમાં ચારેપાસ શોધી પણ કોઈ સ્થળે તે ન જણાવાથી તે અગાસી પર આવી. વિભાને ત્યાં જોતાં જ તેના કંઠમાં પોતાના બાહુદ્વય નાંખી તે બોલી: "બહેન, શું જુઓ છો?"

"ભાભી, હું શું જોઉં છું તેનું મને પોતાને જ કંઇ ભાન નથી!" વિભાએ નિસાસો નાંખી ઉત્તર દીધો.

વિભાને સર્વત્ર શૂન્ય ભાસતું હતું. તેના મનને કાંઈ પણ ચેન પડતું ન હતું. એટલે મહેલમાં જઈને પણ શું કરે? સર્વત્ર શૂન્ય ઘોર અન્ધકાર! ઘડીકમાં અંદર જાય તો ઘડીકમાં બહાર આવે. આમથી તેમ અને તેમથી આમ ફર્યા કરે. કેમ જાણે રાજભવન સાથે પોતાનો સંબંધ તૂટયો ન હોય અથવા તો રાણીવાસમાં રહેવાનો હવે પોતાનો અધિકાર ન હોય, એમ તેને લાગતું હતું. જે રાજ્યમહેલમાં બાળપણથી અનેક પ્રકારનાં સુખ વૈભવ અને આનંદ છલબલી રહેલાં તેણે જોયાં હતાં, તે રાજમહેલ આજે એક દિવસમાં તેને નિર્જન વન સમાન ભાસવા લાગ્યો!

અંતઃપુરમાં વિભા જ્યારે એકલી પડતી ત્યારે તેને લાગતું કે, અહીં હવે તેનું કોઈ નથી! એક કાકાશ્રી હતા તે તો ગયા! ચન્દ્રદ્વીપથી તેને તેડવા કોણ આવશે? ક્યારે આવશે? કદાચ મોહન આવવા નીકળી પડ્યો હોય, પરંતુ કોને ખબર કે, અત્યારે શી સ્થિતિ હશે? પણ વિભાના સુખનો અંશ હજી કંઈક બાકી છે. હજી તેનો ભાઈ છે, ભાભી છે, પણ તેઓના શિર પર વિપત્તિનું એક વાદળ ઝઝૂમી રહેલું તેને જણાય છે. પણ જે સ્થળ ગુપ્તભેદોથી પૂર્ણ હોય, જ્યાં સંકટ એક પિશાચની માફક પૂંઠ પકડતું હોય, ત્યાં રહેતાં તેનો જીવ કેમ ચાલે?

યુવરાજને સમાચાર મળ્યા કે, સીતારામને કેદમાંથી છૂટો કરવામાં આવ્યો છે એટલું જ નહીં પણ નોકરીમાંથી યે છૂટો કરવામાં આવ્યો છે. સીતારામે દ્રવ્યસંચય કર્યો ન હતો અને તેનો પરિવાર પણ વિશાળ હતો. તેની માતા અને કુંવારી બહેનને તો તેણે પાલવવાનાં હતાં. તેમાં વળી તેનો મામો તેને ત્યાં રહેવા આવ્યો

હતો. તે કાંઈ તેનો સગો મામો ન હતો. પણ સીતારામની માતા તેની દૂરની સગી થતી હતી અને તેને તે 'ભાઈ' કહીને બોલાવતી હતી. મામો રહેવા આવ્યો ત્યારે ઉમળકાથી તેણે ભાણાને કહ્યું: "તને જોઉં છું ને મારાં ક્ષુધાતૃષા શાંત થઈ જાય છે!" ક્ષુધાતૃષા શાંત થવાનાં અનેક કારણ હોય છે પણ ભાણાને જોતાં જ તે શાંત થઈ જાય, એ અજબ કારણ હતું! આ મામો પોતાને આબરૂવાળો ગણાવતો અને પોતાના એ સિદ્ધાંત માટે તેણે દલીલ કરી હતી કે, સીતારામે રાજમહેલમાંથી નોકરી છોડ્યા પછી કોઈ હલકી નોકરીમાં જોડાવું નહીં; કેમકે તેથી સગાંસંબંધીનું ખરાબ દેખાય. આબરૂને ખાતર મામાએ શાહુકાર પાસે ભાણાને દેવું કરાવ્યું. આમ છતાં ભાણો રંગીલો અને આનંદી થઈને ફરવા લાગ્યો. રંગરાગ વિના તેના જીવને ગોઠતું જ નહીં. સીતારામની સ્થિતિએ પરિવર્તન અનુભવ્યું પણ તેના સ્વભાવ પર તેની કશી અસર થવા પામી નહિ.

મામા અને ભાણેજની ક્ષુધા પૂર્વ પ્રમાણે જ જાગ્રત રહ્યા કરી. ભાણેજનું વય જેમજેમ વધતું ગયું તેમ તેમ મામાના પેટનો વિસ્તાર અને મામાનાં માનઅપમાનની દૃષ્ટિ, અધિક વ્યાપક બન્યાં. પેટીનું તળીઉં આવ્યું પણ કોઈના પેટમાંનાં ભૂખતરસ ખૂટ્યાં નહીં! રંગરાગ આવી સ્થિતિ છતાં વધ્યે જ જતો હતો! જે પ્રમાણે કરજ વધ્યું તેજ પ્રમાણે વ્યાજ પણ વધવા લાગ્યું; આથી ધરતી માર્ગ આપે તો સારૂં એવી સીતારામની સ્થિતિ થઈ પડી!

યુવરાજ પાસેથી પગાર લેવો સીતારામને યોગ્ય લાગ્યો નહિ. મહારાજ સન્મુખ તેનાથી કુમારનું નામ દેવાઈ ગયું તેથી તે પોતાને કુમારનો અપરાધી સમજતો હતો. કુમારને જોતો કે તેનું ચિત્ત અસ્થિર બની જતું. એક દિવસ તો તેને ઘણી જ લાગણી થઈ આવી અને તેથી તે તેની પાસે ગયો અને તેના પગમાં પોતાનું માથું મૂકી દીન ભાવે તેની ક્ષમા માગવા લાગ્યો. યુવરાજે આ દીન સેવકને અમુક પગારની રકમ બાંધી આપી.

સીતારામના જેવી જ કંગાળ સ્થિતિ ભાગવતની હતી. ભાગવત જુદા પ્રકારનો મનુષ્ય હતો. તે ગંજીફો ખેલતો અને ગામ ગપાટા પુષ્કળ ઉડાવતો. ઉપરાંત વળી પાંડવ કૌરવ, રામાયણ, દેવદાનવો, મનુષ્યોનાં પાપ પુણ્ય વગેરે વિષયો સંબંધી અનેક વાતો કરતો. એક વાર તે યુવરાજ પાસે આવી, આવાં જ ગપ્પાં મારવા લાગ્યો અને વાતમાંથી વાતમાં તેણે પોતાની દરિદ્રતા પ્રકટ કરી. યુવરાજને દયા આવવાથી તેને પણ અમુક રકમ દર મહિને આપવા જણાવ્યું.

યુવરાજે પિતાથી ગુપ્ત રીતે ભાગવતને પગાર બાંધી આપ્યો હતો. પ્રતાપાદિત્યને તે ખબર તેણે પડવા દીધી ન હતી. એ પગાર લેતી વખત ભાગવત એવો ભાવ પ્રદર્શિત કરતો કે: "યુવરાજે મારો જે મોટો અપરાધ કર્યો છે તેના પ્રમાણમાં આ બદલો કંઈજ નથી! યુવરાજને કોઈ પ્રકારે પણ અપરાધમાંથી મુક્ત કરવાની શુભેચ્છાથી હું આ પગાર કબુલ કરૂં છું" તેથી પગાર લેતી વખતે પોતાની કૃતજ્ઞતા પ્રદર્શિત કરવાની કે ના કહેવાની આવશ્યકતા તેને જણાતી નહિ.

દરેક પગાર લેતી વખત તે રૂપીઆ ખૂબ ખખડાવતો અને તપાસતો તથા લઈને જતી વખત ગર્વભરી છટાથી જતો—એમ બતાવવા કે, આ પગાર લઉં છું; પણ તે યુવરાજ ઉપર ઉપકાર કરવા માટે!

અંતે મહારાજાને આ વાતની ખબર પડી. ઉદયની સર્વ હીલચાલની ખબર તેમના કાન પર આવતી હતી. પણ તે અજ્ઞાન છે, નાદાન છે, રાજ્ય વિષયનું તેને કંઈ જ્ઞાન નથી ને કેવળ મૂર્ખ છે, એવી અદ્યાપિપર્યંત તેમની માન્યતા હતી; તેથી તેનાં કૃત્ય તેમને પસંદ ન હોવાથી તેઓ તેના તરફ બહુ લક્ષ આપતા ન હતા. પરંતુ યુવરાજનું આ વર્તન તેમને જુદાજ પ્રકારનું લાગવાથી તેના તરફની લાગણીમાં ફેર પડ્યો.

કુમારે બરતરફ થયેલા પહેરેગીરોને પગાર બાંધી આપ્યો છે, એ વાત રાજાના કાને આવતાં જ તેમના ક્રોધની સીમા રહી નહિ. તેમણે કુમારને પોતાની સન્મુખ બોલાવી મંગાવ્યો અને કહ્યું: "જે બે નોકરોને મેં નોકરી ઉપરથી દૂર કર્યા તે નહિ કે પૈસાના બચાવ ખાતર! તે લોકો ગુનેગાર છે એ તું સારી રીતે જાણે છે; છતાં તેં શા માટે તેમને પગાર બાંધી આપ્યો છે ?"

ઉદયાદિત્યે નમ્રતાથી ઉત્તર આપ્યો : "ખરૂં જોતાં અપરાધી હું છું. એ જોતાં આપે તે લોકોને શિક્ષા કરી તે વાસ્તવિક રીતે તો મને જ કરી એમ હું ગણું છું, અને તેથી જ હું તેમને દર મહિને દંડ તરીકે મારાં ખાનગી નાણાંમાંથી પગાર આપું છું."

અગાઉ કોઈ દિવસ પણ પ્રતાપાદિત્યે યુવરાજના બોલવા ઉપર આજના જેટલું લક્ષ આપ્યું નહતું. યુવરાજના ધીર, ગંભીર અને વિનીત ઉત્તરથી તેમજ તેના સંક્ષિપ્ત પણ મુદ્દાસર સંભાષણથી મહારાજાને ઘણું માઠું લાગ્યું. તેના બોલવા તરફ ગુસ્સો બતાવતાં તેમણે કહ્યું: "ઉદય, મારી તને આજ્ઞા છે કે, આજ પછી કોઈ પણ દિવસ તારે તેઓને કંઈ પણ પૈસા આપવા નહિ."

યુવરાજ બોલ્યો: "આ શિક્ષા પહેલી શિક્ષા કરતાં વધુ સખ્ત છે." તે હાથ જોડી બોલ્યો: "મારો એવો શો અપરાધ છે કે હું આવી શિક્ષાને પાત્ર ઠરૂં છું? મારા દોષને લીધે આઠ નવ નિર્દોષ મનુષ્યો અન્ન માટે ટળવળતાં ઘેર ઘેર ભિક્ષા માગતાં ફરે એ હૃદયભેદક દૃશ્ય હું કેવે પ્રકારે જોઈ શકું? મારૂં હૃદય તેમની એ સ્થિતિ શી રીતે સહન કરી શકે? મારી થાળ સારાં સારાં ભોજનથી ભરેલી છે. આપની કૃપા હોવાથી મને યથેચ્છ ભોજન મળે છે. અનેક ભાતભાતનાં પકવાન્નથી ભરેલી થાળ ઉપર હું જમવા બેઠો હોઉં, એજ વખતે મારી સન્મુખ ભૂખના

દુઃખથી પીડાતાં નવ દશ માણુસો–રે! તે પણુ મારી સેવા બજાવનારાં, તેમને લાવીને ઉભાં કરવામાં આવે, એટલું જ નહિ પણુ તેઓની સ્થિતિ આવી કંગાલ હોવા છતાં તેમને અન્ન આપવાનો અવરોધ કરવામાં આવે, તો, પિતાજી, મને ખાવાનું કેમ ભાવે? તે વિષ સમાન અન્નનો એક પણુ કોળિયો મારાથી મોંમાં મૂકી શી રીતે શકાય?"

કુમારે લાગણીભેર કરેલું આ સંભાષણુ પ્રતાપાદિત્યે કિંચિત્ પણુ લક્ષમાં લીધું નહિ. તે ગંભીર થઈ બોલ્યા: "તારે જે કહેવું હતું તે તેં કહ્યું. હવે હું જે કહું તે ચિત દઈ સાંભળ. ભાગવત અને સીતારામનો મેં પગાર બંધ કર્યો છે તેથી તેમને જે કોઈ પણુ માસિક પગાર આપશે તે મારો દ્રોહ કરનાર, મારી આજ્ઞા વિરૂદ્ધ આચરણુ કરનાર ગણાશે."

મહારાજાને બોલતાં બોલતાં ક્રોધ ચઢ્યો હતો. ક્રોધનું વાસ્તવિક કારણુ કિયું તે પોતે જ સમજી શકતા નહતા! પોતાનું અત્યારનું વર્તન ઘણું નિર્દય હતું એમ તે સમજતા હતા, પણુ "યુવરાજ દયાળુ બની શું કરી શકશે? જ્યાં હું નિર્દય છું ત્યાં બીજા કોઈએ દયાળુ થવાની શી જરૂર?" એ વિચાર તેમના મનમાં રમી રહ્યા હતા. પ્રત્યક્ષ પરમેશ્વરે પણુ જો તેમનાથી શિક્ષા પામેલા મનુષ્યને મદદ કરી હોત તોપણુ પ્રતાપાદિત્યને પરમેશ્વર ઉપર જ ગુસ્સો ઉપજત તો પોતાના પુત્રની આવી વર્તણુક તે કેમ સાંખી શકે!!

યુવરાજ પિતાનો હુકમ સાંભળી ચૂપકીદી ધારણુ કરી ચાલ્યો ગયો.

૧૬

## પ્રેમીઓને આઘાત!

પ્રતાપાદિત્યે કાઢી મૂકેલા નોકરોને પગાર આપવા યુવરાજને ના પાડી અને પિતા-પુત્ર વચ્ચે તે વિષે જે વિવાદ થયો તે સંબંધી સર્વ હકીકત યુવરાજે સુરમા કને જઈને કહી ત્યારે તે બોલી: "પિતાજી ભલે મનાઈ કરે પણ એ ગરીબ લોકનાં દુઃખ જોયાં જાય એમ નથી. પરમ દિવસે સીતારામની મા એની નાની દીકરી સાથે મારી પાસે આવીને રડતી હતી. એ દિવસે એ બન્ને જણ ઉપવાસી હતાં. નાની છોકરી તો ફક્ત દૂધ જ પીએ છે. ઉપવાસથી તેઓની દુર્દશા એવી થઇ ગઈ હતી કે, તેમનાં મોઢાં સામું જોઈને દયા ઉપજે. આપણે એવાં લોકને મદદ ન કરીએ તો તેઓ ક્યાં જાય? તેઓનું રક્ષણ કોણ કરે? અરેરે, દુશ્મનને પણ આવું દુઃખ ન હજો!"

યુવરાજ સુરમાની આવી વૃત્તિથી બહુ જ પ્રસન્ન થઈ બોલ્યો: "જ્યારથી તેઓ નોકરી પરથી બરતરફ થયા છે ત્યારથી પિતાજીની ભીતિથી તેમને આશ્રય આપવાની કે કોઈ પણ પ્રકારની સહાય કરવાની કોઈની પણ હિંમત ચાલતી નથી. પિતાજીના ક્રોધી સ્વભાવની સર્વ કોઈને ખબર છે. આવે સમયે હું પણ જોયા કરૂં તો તે બિચારાંઓને જગતમાં ઉભા રહેવાનું સ્થળ પણ ન મળે! તેઓને કોનો આધાર છે? સુરમે, તારે કશી ફીકર કરવાની જરૂર નથી. હું તેમને હજુ પણ દરેક પ્રકારની સહાય કરીશ. પરન્તુ વિના કારણ પિતાજીને પણ અપ્રસન્ન કરવાનું કંઈ પ્રયોજન નથી; તેથી હવે આ કાર્ય ઘણી જ ખબરદારીથી તદ્દન ગુપ્ત રીતે કરવું પડશે!"

સુરમાએ ઉત્સાહથી ઉત્તર આપ્યો: "એ કાર્ય મને સોંપો. હું એ વિષે સર્વ વ્યવસ્થા કરીશ. તમારે કશું કરવાની કે કોઈ પ્રકારની જોખમદારી વહોરવાની જરૂર નથી, તમે નિશ્ચિંત રહો."

યુવરાજનું મન શાંત રાખવાને બને તેટલા પ્રયત્ન સુરમા કરતી હતી. કુમારનું એ વર્ષ અશુભ હતું. તે જે કંઈ પણ કાર્ય હાથ પર લે અને તે સારૂં થાઓ કે તેમાં વાંધો આવો પણ તેના પિતાને તો કોઈ દિવસ સંતોષ ન જ થતો. સિવાય, તેણે હાથ ધરેલું કામ એવા પ્રકારનું હોય કે તે કરવાની તેને ના કહેવી અથવા તેમાંથી પરાવૃત્ત કરવો, એ સુરમા જેવી સાધ્વી સ્ત્રીને માટે અશક્ય હતું. સુરમા સાધારણ સ્ત્રી ન હતી. જે સમયે તેનો પતિ ધર્મયુદ્ધમાં જવા નીકળે તે સમયે તેને પોતાને હાથે બખ્તર આદિ પહેરાવતી. સસરાના ક્રોધથી શું બનશે એ વિષે તેને ક્ષણે ક્ષણે ભીતિ ઉત્પન્ન થતી પણ કદી તે પોતાના સ્વામીને ઉત્સાહહીન કરતી નહિ. પણ સામી તેને ધીરજ આપતી, ઉત્સાહ ચઢાવતી. આ પ્રસંગે પણ તેણે હંમેશ માફક તેને દિલાસો આપ્યો.

પોતાની એક વિશ્વાસુ દાસી મારફત સુરમાએ સીતારામની

માતા અને ભાગવતની સ્ત્રીને નિયમિત રીતે દ્રવ્ય મોકલવાની વ્યવસ્થા કરી. દાસી વિશ્વાસુ હતી. પણ મંગલાથી એ વાત ગુપ્ત રાખવી એ દાસીના લક્ષમાં રહ્યું નહીં. તેથી મંગલા સિવાય અન્ય કોઈને એ વાતની ખબર ન હતી.

ગુપ્ત રીતે ચાલતી આ વ્યવસ્થાની ખબર મહારાજાને કાને કોણ જાણે કઈ રીતે ગઈ કે જેથી મહારાજાનો ક્રોધ સુરમાદેવી ઉપર ઉતર્યો! કુમારે પોતાની સ્ત્રીની મારફત, બરતરફ થયેલાંઓનાં કુટુંબને મદદ આપવા માંડી, એ જ વાત મહારાજાને ગુસ્સે કરવા માટે બસ હતી. પહેલેથી જ મહારાજાને સુરમા ઉપર દાઝ હતી. ઉદયને ચઢાવનાર એ જ, શ્રીપુરના જમીનદારની છોકરી છે, એમ તેઓ વારંવાર કહેતા હતા. હવે જ્યારે એ જમીનદારની છોકરીનો ગુનો પોતે જાણ્યો ત્યારે તો તેને જરૂર શિક્ષા કરવી એમ તેમણે દઢ નિશ્ચય કર્યો.

પ્રતાપાદિત્યે રાણીને કહ્યું: "એ જમીનદારની છોકરીને તેને પિયર મોકલાવી દો. તેને અહીં હવે અર્ધો ક્ષણ રાખવાની જરૂર નથી."

રાણીએ આ હુકમ સાંભળીને કહ્યું: "તેમ થશે તો ઉદયની શી સ્થિતિ થશે ?"

મહારાજા: "ઉદય હવે કાંઈ બાળક નથી. રાજ્યકારણે તેની સ્ત્રીને થોડાક દિવસ પિયર પણ મોકલવી પડે. તેમાં શું થઈ ગયું ?"

રાજા એટલું કહીને અંતઃપુરમાંથી વિદાય થયા.

રાણીએ ઉદયાદિત્યને બોલાવીને કહ્યું: "સુરમાને પિયર મોકલી દે."

"માતા, તેનો શો અપરાધ છે ?" યુવરાજે પૂછ્યું.

"પુત્ર, મને તેની કંઈ યે ખબર નથી. મહારાજાની આજ્ઞા છે. કોઈ રાજકાર્ય ખાતર તેમ કરવું યે પડે, એમ તે કહે છે."

"માતા, શું વિધાતાએ મારા માટે સુખ સરજ્યું જ નથી? મારા આંતર્ દુઃખે શું રાજકાર્યો સિદ્ધ થઈ જશે? મારે ખાતર એ સહિષ્ણુને દુઃખ! રાજભવનમાં શું એને પડી રહેવા માટે થોડીક જગ્યાની તંગાશ પડી છે? શું તમને લોકોને તેની સાથે કશો જ સંબંધ નથી? શું તે કોઈ ભિક્ષુ જેવી છે? તમારી સૌની ઈચ્છાનુસાર જ તેને રાખવી કે કાઢી મૂકવી, એ જ શું એનો જીવનક્રમ રહેશે?"

રાણીએ આ સાંભળીને રૂદન આરંભ્યું: "અરેરે, મહારાજ શું કરે છે અને શું નહીં તેની સમજ પણ પડતી નથી! પરંતુ હું એટલું તો કહી શકું છું કે, જ્યારથી એ જમીનદારની દીકરીએ આ રાજ્યમાં પગ મૂક્યો છે ત્યારથી કોઈ જ સુખી થયાં નથી. થોડાક સમય માટે તેના પિતાને ઘેર તે જાય એમાં શું ખાટુંમોળું થઈ જવાનું હતું? થોડા વખત પછી જોયું જશે."

યુવરાજે મૌન ધારણ કર્યું. એ સ્થિતિમાં થોડીક ક્ષણ બેઠા પછી તે ત્યાંથી જતો રહ્યો.

રાણીએ પ્રતાપાદિત્ય પાસે જઈ કહ્યું: "મહારાજ, સુરમા ડાકણ છે. તેણે મારા પુત્રને જાદૂથી વશ કરેલો છે. તે પિયર જશે તો ઉદય બચવાનો નથી!"

"શ્રીપૂરના જમીનદારની પુત્રી એને પિયર નહિ જાય તો કુમારને હું કેદખાનામાં નાખીશ." મહારાજે ક્રોધિત થઈને જાહેર કર્યું.

રાણી સુરમા પાસે ગઈ: "મારા પુત્રને તું કેદખાનામાં નંખાવવા માગે છે? એનો જીવ લેવા તું અહીં આવી છે કે શું? મંત્રતંત્રથી તેં એની મતિ હરી લીધી છે. તારે લીધે જ એને આટઆટલાં દુઃખ સહેવાં પડે છે!"

સુરમા અકળાઈ ઉઠી. તેણે કહ્યું: "મારે લીધે જો એમને કેદખાને નાંખવાના હોય તો હું પિયર જવા ખુશી છું. મને બેલાશક હમણાં ને હમણાં વિદાય કરો."

વિભાએ જ્યારે સુરમા પિયર જશે એમ સાંભળ્યું ત્યારે તેની પાસે આવીને "ભાભી, તમે ના જશો," એમ વારંવાર કહેતી રડવા લાગી.

સુરમાએ પોતાના બન્ને કોમળકર તેના કંઠમાં નાંખી કહ્યું: "બહેન, મારે ગયા વિના છૂટકો નથી. ધીરજ રાખો. હું તો હવે જાઉં છું." અને તેને વિચાર આવ્યો કે, 'રખેને હવે મને પાછી બોલાવવામાં નહીં આવે' તેથી તેની આંખ આંસુભીની બની ગઈ. અંતરમાં ઉઠતી વ્યથા વડે તેનાથી બોલાઈ જવાયું:

"અરેરે, શું હું પુનઃ હવે અહીં નહિ આવી શકું? મને પુનઃ એમનો મેળાપ નહિ થાય? જો અમે ના મળી શકીએ તો પછી મારે જીવીને પણ શું કરવું? હા! મારૂં સર્વસ્વ લૂંટાઈ ગયું?"

સુરમાને પ્રલયકાલના ભણકાર વાગવા લાગ્યા. તેનું ચિત્ત બહેર મારી ગયું. ભાવિ ભયંકરતાએ તેને મુંઝવી નાંખી. એવામાં યુવરાજ ત્યાં આવ્યો. સુરમા તેનાં ચરણદ્વય પકડીને ખૂબ રોઈ.

યુવરાજનું હૃદય આકુળવ્યાકુળ બની ગયું. તેણે સુરમાનો હસ્ત પકડીને ઉઠાડી અને સપ્રેમ પૂછ્યું: "શું છે, સુરમે! જો તું સાચું ન કહે, તો તને મારા સોગંદ છે."

સુરમા કંઈ જ ઉત્તર દઈ શકી નહીં. તેને ડૂમો ભરાઈ આવ્યો. યુવરાજના વદન પ્રત્યે તે નિરખી જ રહી. ઘણા આશ્વાસન પછી તે બોલી: "નાથ, હવે તમારૂં મુખ હું જોઈ શકીશ નહીં. તમારી

ખિદમતમાં હું હાજર રહી શકીશ નહીં. મને નથી સમજાતું કે, હવે શું થશે?" નિર્મલ, પ્રેમી હૃદયોપર આ આઘાત અસહ્ય હતો અને એ આઘાતથી સુરમાનું હૃદય વારંવાર કહેવા લાગ્યું: "આ જુદાઈ કરતાં તો મૃત્યુ શ્રેષ્ઠ છે!"

સુરમાને જુદાઈ ગમતી નહતી એ યુવરાજ જાણતો હતો. અને તેથી જાણે જુદાઈના પરિણામરૂપ મૃત્યુના એના શબ્દોમાં ભાવિની આગાહી હોય એમ એને લાગ્યું. અને એ શબ્દો યુવરાજના મનમાં ઘોળાઈ રહેતાં એને અધિક આઘાત લાગ્યો.

૧૭

## ગૃહલક્ષ્મી ગઇ ?

પ્રથમ પરિચ્છેદમાં જે રૂકિમણી વિષે કંઈક ઉલ્લેખ છે, તે રાયગઢ છોડી ને યશોહરમાં એક એકાન્ત ઝૂંપડીમાં રહેતી મંગલા જ હતી.

એનામાં કોઈ ગુણ તો બાજુએ રહ્યો પણ બુદ્ધિનો યે કિંચિન્માત્ર અંશ નહતો. તે વિષયવાંચ્છનાથી ભરેલી અને મેલા હૃદયની સ્ત્રી હતી. ઈર્ષા તો જાણે તેની સહચરી જ હતી. હાસ્ય અને રૂદન તેનાં સેવક હોય તેમ આવશ્યકતા જણાય ત્યારે તેની પાસે હાજર જ રહેતાં. તે કોઈના પર ક્રોધે ભરાતી ત્યારે તેનું સ્વરૂપ જોવા જેવું બની રહેતું. તેને જ્યારે સંતાપ થતો ત્યારે તે કાંઈપણ બોલતી નહીં. પણ તેનું આખું શરીર કંપી રહેતું અને તેની સન્મુખ ઉભેલાને તેની આંખમાંથી અગ્નિ વરસતો હોય એવો ભાસ થતો. યશોહરમાં તે આવી ત્યારે તેણે કેટલાંક વ્રતનું ફળ નક્કી પોતાને મળવું જોઈ એ

એવી કલ્પના કરી હતી, તેથી તે ઘણા આનંદમાં રહેતી. તેના હૃદયની ઇચ્છા એવી હતી કે, યુવરાજ રાજ્યાસનારૂઢ થાય ત્યારે તેનું હૃદય જીતી તેના પર અને યશોહર ઉપર પોતાની સત્તા ચલાવવી! તેની આશા દિવસે દિવસે વધતી ગઈ અને તેની સિદ્ધિ માટે તે અનેક અનુષ્ઠાન કરવા લાગી. નિદ્રામાં પણ તેને એજ સ્વપ્ન આવતાં. પુષ્કળ દિવસોના પ્રયાસ પછી તેણે રાજમહેલનાં દાસદાસી સાથે મૈત્રિ બાંધી; રાજ્યમહેલની સર્વ બાતમી તે તેમની પાસેથી જાણવા લાગી. સુરમા ક્યારે ગુસ્સે થતી, ક્યારે હસતી, એ સર્વની તેને ખબર ન હોય એમ ન હતું. તેને એક જ લગની લાગી હતી અને તે એ કે, ક્યારે મારા માર્ગના કંટક દૂર થાય અને મારો મનોરથ સિદ્ધ કરવાનો ક્યારે અવસર આવે? પ્રતાપાદિત્ય અને સુરમા, એ બે જણ તેના માર્ગમાં કંટક સમાન હતાં. એ બેનાં મૃત્યુની તે વાટ જોઈ રહી હતી. પ્રભાતમાં જાગ્રત થતાંની સાથે જ તેને એકજ વિચાર આવતો, કે, 'આજ કદાચ પ્રતાપાદિત્ય કે સુરમાનું અનિષ્ટ સાંભળવાનું ભાગ્યમાં લખ્યું હોય તો કેવું સારૂં?' સુરમા બિછાનામાં મરણ પામી, એવા સમાચાર ક્યારે મળે તેને માટે તે ઘણી તલસી રહી હતી. મંત્રતંત્ર કરી કરીને તે થાકી; પરંતુ તે છતાં તેની ઉત્કંઠા વધતી ગઈ. યુવરાજને કેમ વશ કરવો, તેના પ્રયાસમાં ને પ્રયાસમાં જ કેટલાયે દિવસો વહી ગયા; ઈર્ષ્યા અને મત્સરથી તે કદી કદી આવેશમાં પોતાનો ઓષ્ટ પણ કરડતી. તેના હૃદયમાં સારાસારનો લેશ પણ વિચાર ન હતો.

સુરમા ઉપર દિવસે દિવસે રાજારાણીની પ્રીતિ ઓછી થતી જાય છે અને તેને રાજ્યમહેલમાંથી મોકલી દેવાની તૈયારીઓ ચાલે છે એવી ખબર જ્યારે મંગલાએ સાંભળી ત્યારે તેના આનંદની સીમા રહી નહીં. પણ તે પિયર જાય એ તેને ગમ્યું નહીં, તેને તો તે મારી નાંખવા માગતી હતી આથી તેને કેમ દૂર કરવી તેની ચિંતામાં તેનું મન પ્રવૃત્ત થયું.

મંગલાએ રાણીને કહાવેલો સંદેશો માતંગિનીએ રાણીને જણાવ્યો. રાણીને એ ઉપાય ઠીક લાગ્યો અને તેણે તેની પાસેથી કંઈ જડીબુટ્ટી લાવવા દાસીને મોકલી તથા મહારાજાને સમજાવ્યા કે, સુરમાને હાલ તુર્ત પિયર ન મોકલવી; તેમ જ કુમારને કેદ પણ ન કરવો. રાજા સ્વભાવે કરડો હતો એટલે રાણીએ તેને કહ્યું કે, "હું એવો માર્ગ કહાડીશ કે એ એની મેળે અહીંથી દૂર થશે." રાજાને તો એ જોઇતું હતું. તેણે સંમતિ આપતાં ખાસ તાકીદ કરી કે, "જો આઠ દિનમાં તે નહીં જાય તો પછી હું કુમારને કેદ કરીને તેને મોકલીશ" રાણીએ પોતાથી બનતું કરવા જણાવ્યું.

રાણી મંગલાના પ્રપંચથી સુરમાને મારી નાંખવા માગે છે; એમ રાજા જાણતો ન હતો.

મંગલા ઔષધી તૈયાર કરવા લાગી. રાત્રિ દિવસ તે તેજ કામમાં મચી રહી. ત્રણ દિવસમાં તેણે એ ઔષધી તૈયાર કરી. તે બીજી કાંઈ જ નહિં પણ કોઈ પ્રકારનું હળાહળ ઝેર હતું. તે માટે આટલા સમયની પણ જરૂર ન હતી. પણ સુરમા મૃત્યુ પામે તો પણ યુવરાજના મનમાં દયાભાવ ઉત્પન્ન ન થાય તેને માટે કંઇ મંત્રતંત્ર સાધવાની મંગલાને આવશ્યકતા લાગવાથી તેણે આટલો વિલંબ કર્યો હતો.

રાણીની ઇચ્છાથી મહારાજાએ સુરમાને થોડા દિવસ મોકલવાનું બંધ રાખ્યું તે દરમિયાન સુરમા અને વિભા સાથેને સાથે જ રહેતાં હતાં પરંતુ તે છતાં તેઓને કાંઈ સૂઝતું ન હતું. આખો દિવસ બન્ને શોકાર્ત્ત રહ્યા કરતાં.

સુરમા હવે જશે, એ વિચાર જ વિભાને મુંઝવી નાંખતો હતો. સુરમા જતાં પોતાને ચોમેર અન્ધકાર જ ભાસશે એમ તેને લાગતું. સુરમાને પણ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર કે દક્ષિણ આદિ દિશાઓનું મુદ્દલે ભાન

રહ્યું નહીં, જગતમાં જાણે સર્વ દિશાઓ એક સરખી જ છે એમ તે ગણવા લાગી.

જવાના દિવસો જેમ જેમ સમીપ આવતા ગયા તેમ તેમ નણંદ – ભાભી વચ્ચે ગાઢ સ્નેહબંધન બંધાઈ ગયું. સુરમા કોઈવાર ઉદયાદિત્યના પગ પાસે પડી રહેતી. કોઈવાર તેના અંકમાં પોતાનું મસ્તક નાંખી સૂઈ રહેતી. કોઈવાર એકીટશે યુવરાજના વદન તરફ જ નિહાળી રહેતી. પોતે શું કરતી હતી તેનો તેને ખ્યાલ જ રહેતો નહીં. વિભાને તે કહ્યા કરતી: "વિભાબહેન, હું મારૂં સર્વસ્વ અહીં મૂકીને જાઉં છું, હોં?" અને પોતાના બન્ને કોમળકર પોતાના વદનસરોજ પર ઢાંકીને તે રોઈ પડતી.

દિવસનો ત્રીજો પ્રહર થયો. આવતી કાલે સુરમાને જવાનું હતું. સુરમાએ પોતાની બધી વસ્તુઓ એકઠી કરીને વિભાને આપી દીધી. યુવરાજ સ્થિર અને દૃઢપ્રતિજ્ઞ ભાવે બેઠો હતો. "બને ત્યાં લગી સુરમાને અહીં રાખવી – નીકર તેની સાથે જવું" એવું તે પોતાના મનમાં વિચારી રહ્યો હતો. એવામાં સાયંકાલ થયો.

અને સુરમાનું મસ્તક ફરવા માંડયું. તેના બન્ને પગને કંપ થયો. તેનાં નયન લાલઘુમ બની ગયાં. શયનાગારમાં તે ગઈ અને સૂતાં સૂતાં બોલી: "વિભાબહેન, સત્વર જાઓ. એમને તુર્ત જ બોલાવી લાવો. હવે સમય બાકી નથી, એમ કહેજો."

ઉદયાદિત્ય શયનખંડનાં દ્વારમાં પગ મૂકતો હતો ત્યાં જ સુરમા બોલી: "આવો, જલ્દી આવો, મારો પ્રાણ રૂંધાઈ જાય છે!" તેના બે હાથ પહોળા થયા; નજીક આવી પહોંચેલા કુમારના પાદપદ્મ તેણે પકડી લીધા. ઉદયાદિત્ય બેસી પડ્યો. સુરમા બેળે બેળે શ્વાસ ભરતી હતી. ભયથી કુમારે બૂમ પાડી: "સુરમે, સુરમે," સુરમાએ નેત્ર ખોલ્યાં; તેના તરફ જોઈ ધીમેથી બોલી: "પ્રિયતમ!"

કુમારે પૂછ્યું: "તને શું થાય છે?"

સુરમા: "હું ધારૂં છું કે, મારો અંતકાળ સમીપ આવી ચૂક્યો છે!"

યુવરાજના કંઠમાં પોતાના બાહુદ્વય નાંખવા તેણે ઉંચા કરવા માગ્યા; પણ તેનાથી તેમ થઈ શક્યું નહીં. તેના મુખ તરફ અનિમેષ દષ્ટિથી તે ટીકી રહી. કુમારે તેનું મસ્તક બેઉ હાથવતી ઉંચું કરીને કહ્યું: "સુરમે, તું મને તજીને ક્યાં જઈશ? પછી મને કોનો આધાર રહેશે?"

સુરમાનાં નેત્રમાંથી અશ્રુસ્રાવ થયો. વિભા તરફ તેની દૃષ્ટિ ગઈ. વિભાની સ્થિતિ અત્યારે લગભગ નિશ્ચેતન જેવી હતી. પણ સુરમા તરફ તે જોઈ રહી હતી.

સદૈવ સાયંકાલે આ પતિપત્ની જે બારીમાં બેસતાં તે અત્યારે ખુલ્લી હતી. આકાશમાં તારાગણ દૃષ્ટિગોચર થતો હતો. વાયુની મંદ મંદ લહરીઓ વાતી હતી. ચોગરદમ અત્યારે નિરવતા પ્રસરેલી હતી. શયનાગારમાંનો દીપક હમેશ પ્રમાણે બળતો હતો. પરંતુ સુરમાનો જીવનદીપ બુઝાવાની તૈયારીમાં હતો. રાજમહેલના દેવમંદિરમાં હમણાં જ ઘંટ વાગી ચૂક્યા; શંખધ્વનિ થઈ ચૂક્યા; હવે તે બંધ પડ્યા હતા. સુરમાએ યુવરાજને ક્ષીણસ્વરે કહ્યું: "નાથ, મારા જે કાંઈ અપરાધ થયા હોય અથવા મારી જે કાંઈ ભૂલો થઈ હોય તેની ક્ષમા આપશો. આપના મુખથી 'ક્ષમા કરૂં છું' એ શબ્દો સાંભળવાની મારી અંતિમ ઇચ્છા છે. હવે મારી શુદ્ધિ હરાઈ જાય છે. આંખે અંધારાં આવે છે. મને કાંઈ જ દેખાતું નથી......"

"પોતાની મેળે ઝેર ખાઈને સુરમા મરણપથારીએ પડી છે!" રાજભવનમાં ઝટ ઝટ એ વાત ફેલાઈ ગઈ. રાણીમાતા દોડી આવ્યાં.

દાસદાસીઓ ધાઈ આવ્યાં, અને રાણી સુરમાના મુખ પ્રતિ જોઈને વારંવાર રૂદન કરતી કહેવા લાગીઃ "સુરમા, તું ના જઈશ. તને કોઈ જ જવાનું કહેતું નથી. તું તો મારી ગૃહલક્ષ્મી છે!"

સુરમા અધિક બેશુદ્ધ હતી. છતાંય રાણીનાં ચરણની ધૂળ ઉઠાવીને તેણે મસ્તકે ચઢાવી. રાણી ખૂબ જોરશોરથી વિલાપ કરવા લાગીઃ "અરેરે, વગર વિચાર્યે તેં આ શું કર્યું? તેં કોઈને કશી જાણ પણ કેમ થવા ન દીધી?"

સુરમાનો કંઠ રૂંધાઈ ગયો. કંઈક બોલવાની તેને અત્યંત ઉત્કંઠા હતી પણ વ્યર્થ!

રાત્રિની બે ઘટિકા વીતી અને રાજવૈદે જાહેર કર્યુંઃ "હવે એનો જીવનદીપ બુઝાઈ ગયો!"

રાણી કહેવા લાગીઃ "ગૃહલક્ષ્મી ગઈ!" વિભા રોતી રોતી સુરમાના મૃતદેહને વળગીને બોલવા લાગીઃ "ભાઈ, આ શું થઈ ગયું?" વિભાનું હૃદયભેદક આક્રંદ સાંભળીને જાણે દશે દિશાઓ રૂદન કરી રહી.

પ્રભાત થયો પણ યુવરાજ હજી ય પોતાના અંકમાં સુરમાનું મસ્તક રાખીને શૂનમૂન જેવો બેસી રહ્યો હતો!

## ૧૮

### મુંઝવણ

સુરમા હવે આ અસાર સંસારમાં ન હતી; પરંતુ વિભાને તેમ ન લાગ્યું. સુરમા હજી મૃત્યુ પામી નથી પરંતુ જીવિત છે, એવું જ તે સમજ્યા કરતી. તેનાં નેત્ર આગળથી સુરમાની મૂર્તિ લગીરે ખસતી ન હતી. જાણે સુરમા હમણાં મને મળવા આવશે એવા ભણકારા તેને વાગતા અને તેનાં નેત્ર મિલન માટે તલસી રહેતાં. તે અહીંથી તહીં સુરમાને શોધવા ભમતી. વેણી બાંધવા; કુંકુમ તિલક કરવા, કેશકલાપ ગૂંથવા, હમણાં સુરમા આવશે, એમ કહેતી તે બેસી રહેતી. પણ આખરે તે નિરાશ થતી.

સાયંકાલ થયો. ક્રમશઃ રાત્રિ પણ જામી. તોય વિભા તો પોતાના ગાલ પર હાથ ટેકવીને બેઠી હતી. તેની આંખ આંસુથી છલ્લોછલ ભરાઈ આવી. "ભાભી, ભાભી" તે રડતી રહી. ભાભી આવી નહીં. છાતીફાટ રૂદન કરવા છતાંય સુરમાનાં દર્શન તેને થઈ શક્યાં નહીં!

ઉદયાદિત્યની સ્થિતિ અર્ધમૃત સમી થઈ ગઈ હતી. જાણે અર્ધો પ્રાણ શરીરમાંથી જતો રહ્યો છે અને અર્ધો બાકી રહ્યો છે, એવો તે દેખાતો હતો. તેના પ્રત્યેક સત્કાર્યમાં ઉત્સાહ પૂરનારી, આશા વધારનારી અને મંત્રીની માફક તેને સલાહ આપનારી, મૃદુ, મધુર, સ્મિત હાસ્યની જાણે મૂર્તિ અને જીવનનો એક જ આધાર સુરમા હતી—એ સુરમા જતી રહી! શયનખંડમાં જતાં યુવરાજને તૃષિત નેત્રો વડે અહીં તહીં ચારે દિશામાં નજર કરતાં યે સુરમા દેખાતી ન હતી! એ બારી જ્યાં હમેશાં તે બે બેસતાં ત્યાં જતાં તે બારી ખાલી દેખાતી અને એનું હૃદય આકળવિકળ બની જતું. આકાશમાં એજ ચાંદનીની ચમક, સામે એજ સુશોભિત ઉદ્યાન, વાયુની એજ મંદમંદ લહરીઓ અનુભવીને ઉદયાદિત્ય આંખો મીંચીને મનોગત બોલતો: "હા! આ સુલલિત સંધ્યા સમયે પણ સુરમા અહીં નહીં બેસે?"

સુરમાના જેવો કોઈનો સ્વર તેને શ્રવણે અથડાતો ત્યારે તે થંભી જતો. હૃદયમાં અસંભવિતતાનો ખ્યાલ હોવા છતાં ય સાકાંક્ષ દૃષ્ટિથી તે ચારે તરફ જોયા વિના રહે તો નહીં. કોઈ કોઈ વાર પાછલી રાત્રે જાગી જઈને પોતાની પથારીમાં કોઈ છે કે કેમ એ વિષે સભ્રમ તપાસ કરતો—બારિકાઈથી જોતો પરંતુ કોઈ નથી એ વસ્તુસ્થિતિ નિહાળીને લમણે હાથ મૂકીને બેસી રહેતો. અગાઉ ઉદયાદિત્ય આખો દિવસ કામકાજમાં મશગુલ રહેતો, નિયમ પ્રમાણે ગરીબો પર કોઈ ને કોઈ પ્રકારે ઉપકારો કરતો, તેમના કલ્યાણના માર્ગનું ચિંતન કરતો. પણ હવે આખો દિવસ મૌન ધારણ કરીને તે ચિત્તશૂન્ય બની ગયો. લોક તેને ફળફૂલ આદિ લાવી આપતા ત્યારે તે સ્વીકારીને તેમને અગાઉ તે સારી શિખામણો આપતો. હવે નિરુત્સાહી બનીને તે કાંઈ જ કરતો ન હતો. સંધ્યા સમય થતાં ક્લાંત થઈ, જડ પગલાં ભરતો શયનખંડમાં જતો રહેતો. તેને કોઈ કોઈ વાર એમ લાગતું કે, એ ખંડનું દ્વાર ઉઘાડતાં સુરમા મારી માર્ગપ્રતીક્ષા

કરી રહી હશે, મારી સાથે બારીમાં બેસીને પવનની લહરીઓનો આનંદ અનુભવશે, અને મારી સાથે વાતો કરશે! પણ એ ભ્રમણા જ ઠરતી!

વિભાનું ઉદાસ વદન નિહાળીને અને બ્હાવરી બ્હાવરી તેને અહીં તહીં ફરતી જોઈને યુવરાજને અતિશય ખેદ થતો, વ્યાકુલતાથી તે વિભા પાસે જઈ બેસતો અને સુરમાના સ્નેહની, પ્રેમની, ધૈર્યની અનેક પ્રસંગોપાત ગાથાઓ કહી સંભળાવતો. ભાઈની આંખો એ બધું કહેતાં અશ્રુથી ભરાઈ જતી. બ્હેનનાં નયનમાંથી પણ એ સ્થિતિમાં ચોધાર આંસુ પડતાં.

યુવરાજે એક દિન વિભાને કહ્યું: "વિભા, હવે અંતઃપુરમાં રૂં પ્રિય કોઈ રહ્યું નથી. તારી ઈચ્છા હોય તો તને સાસરે વળાવીએ, તું મનમાં કશો જ સંકોચ અનુભવીશ નહીં. તારી મનેચ્છા પ્રમાણે તારૂં હૃદય ઠાલવવા માટે મારા સિવાય તારૂં હવે કોણ છે?"

વિભાની ઈચ્છા તો પોતાના સ્વામી પાસે જવાની હતી. પણ તે બિચારી શું કહે? કોને કહે? તેને માટે જો કોઈ પણ સ્થળે હવે સુખ હોય તો તે ચન્દ્રદ્વીપમાં જ છે, એમ તે જાણતી હતી. પણ રામચંદ્રરાય ગયા પછી તેની ખબર પૂછવા પણ ત્યાંથી કોઈ આવ્યું ન હતું! એવી સ્થિતિમાં તે પોતાનો વિચાર શી રીતે જાહેર કરે? યુવરાજે સમય જોઈ પોતાના પિતા સન્મુખ એ વિષે વાત કાઢી. મહારાજાએ કહ્યું: "મારે મોકલવાની જરાપણ નામરજી નથી. પણ તે લોકોને દરકાર હોત તો વિભાને તેડવા માણસ મોકલત. તેમ તેઓ કરતા નથી તો મારે પણ કાંઈ ઉતાવળ નથી."

કુમાર આ સાંભળીને ચૂપકીદીથી ત્યાંથી જતો રહ્યો.

વિભા કયે પ્રકારે સુખી થાય તેની તજવીજ રાણી પણ

રાખતી. વિભાને ઉદાસ જોઈને તેને હૃદયમાં શલ્ય પેરે દુઃખ થતું. જમાઈરાજ પર પણ તેને હેત ઉભરાઈ આવતું, જમાઈરાજના બાલિશતાભર્યા અપરાધ માટે મહારાજા તેને મોટી શિક્ષા કરે, એ ઠીક નહીં, એમ માનીને રાણી મહારાજા સમીપ ગઈ. તેણે કહ્યું: "મહારાજ, વિભાને હવે સાસરે મોકલી દ્યો."

મહારાજા: "એકની એક જ વાત! કેટલી બધી વખત મેં તે સાંભળી? હવે એ સંબંધી વિશેષ કાંઈ શબ્દ મારે કાને પડવો જોઈએ નહીં. ચન્દ્રદ્વીપથી તેને તેડવા કોઈ આવશે તો જ મોકલીશું–નીકર નહીં."

રાણી: "કન્યા બહુ વખત સુધી પિયર પડી રહે, તો, લોક કેવી વાતો કરે, તે જાણો છો?"

મહારાજા: "ધારો કે, આપણે તેને અહીંથી મોકલીએ; પરંતુ રામચન્દ્રરાય તેને પોતાના મહેલમાં પગ પણ ન મૂકવા દે તો? લોક એવે વખતે શું કહેશે?"

રાણી બબડતી બબડતી જતી રહી: "ફાવે તે કરો! હું તો આ ચાલી!"

१९

## નિર્બળ મનનો નૃપાળ

રામચંદ્રરાયને માનાપમાનની ભારે ચીડ હતી. એક દિન પાલખીમાં તે પોતાના રાજ્યમાં ફરવા નીકળ્યો. તે વખતે એક મકાનમાં બે વણકર કાપડ વણુતા હતા, તે મકાનનાં બારણાં ખુલ્લાં હતાં. વણકરો રામચન્દ્રરાયને જોઈ ને ઊઠ્યા નહીં, આથી તેને પોતાનું અપમાન થયેલું લાગ્યું. વણકરોની શાળમાં તેમના પગ રોકાયલા હતા; એટલે તેઓથી ઉઠી શકાય તેમ ન હતું, એ વસ્તુસ્થિતિનો ખ્યાલ ન લાવતાં તેઓના અપરાધ બદલ રાજાએ તેમને સખ્ત શિક્ષા કરી. એક વખત યશોહરમાં શ્વસુરપક્ષના એક નોકરને તેણે કામ ચીંધ્યું હતું. નોકરને બીજાં ઘણાં કામ હતાં. તેનાથી રામચંદ્રરાયનું કામ થઈ શક્યું નહીં. મહામાની રામચંદ્રરાયે ખાત્રીપૂર્વક માની લીધું કે, નોકરોને પ્રતાપાદિત્યે જ આવું શીખવ્યું હશે કે, મારી બેઅદબી કરવી! એક દિવસ પ્રાતઃકાળે એજ નોકરને બીજાની સાથે

તેણે કાનમાં વાત કરતો દીઠો. બસ. તેનો સંદેહ દૃઢ થઈ ગયો! 'તે બે જણુ મારૂં અપમાન કરવાનો જ બેત રચે છે!'

એક દિન કેટલાક છોકરાઓ 'રાજા'ના દરબારની રમત રમતા હતા. તેમણે માટીના ઢગલાનું સિંહાસન બનાવ્યું હતું. કોણ રાજા, કોણ પ્રધાન, કોણ દરબારી એવું એવું તેઓ રમતમાં નક્કી કરતા હતા. આ વાત રાજાને કાને આવતાં તેણે છોકરાઓને બોલાવીને ખૂબ ધમકાવી નાંખ્યા.

રામચંદ્રરાય દરબારમાં હુક્કો ગગડાવતા સિંહાસન પર વિરાજિત હતો. તેની સમક્ષ થર થર ધ્રુજતો એક અપરાધી ઊભો કરવામાં આવ્યો. તેનો ગુનો એ હતો કે, યશોહરમાં રામચંદ્રરાયનું જે અપમાન થયું હતું તે સંબંધી કંઈ વાત તેને કાને આવતાં પોતાના મિત્ર-સ્નેહીઓમાં તે વિષે તે વાતો કરતો હતો. એ અપરાધી ઉપર કોઈ ને અંગત અદાવત હતી. તેણે દરબારમાં ચાડી ખાધી અને તેથી ક્રોધિત બનીને રામચંદ્રરાયે તેને પકડી મંગાવ્યો. આ ગુનેગારને ફાંસી દેવી કે દેશનિકાલ કરવો આ મહાપ્રશ્નમાં રાજા અત્યારે ગુંથાઈ ગયો હતો!

મહારાજા: "કેમ, તારૂં મગજ ખસી ગયું જણાય છે? બહુ બહેકી ગયો છે, મૂર્ખા?"

અપરાધી: "મહારાજ ક્ષમા કરો. મારો અપરાધ નથી."

મંત્રી: "ચૂપ, બેવકૂફ! પ્રતાપાદિત્યને તું આપણા મહારાજાની સમાન ગણે છે?"

વિદૂષક વચ્ચે બોલ્યો: "એ મૂર્ખને શી ખબર કે પ્રતાપાદિત્યનો બાપ વિક્રમાદિત્ય જ્યારે ગાદીએ બેઠો ત્યારે રાજ્યતિલક કરાવવા માટે એણે મહારાજાના દાદાજીની કેટલી બધી ખુશામદ અને આજીજી કરી હતી. છેવટે પગે પણ પડ્યો ત્યારે તેમણે પોતાના ડાબા પગના

અંગુઠાથી તેના કપાળમાં તિલક કર્યું હતું! અને તે વિક્રમાદિત્યનો પુત્ર પ્રતાપાદિત્ય છે! રાજ્ય મળ્યાને હજી બે પેઢી પણ થઈ નથી! તેનો બાપ કોણ હતો તે ખબર છે? તે આજે સર્પની માફક ફુંફાડા મારે છે પણ અમે આજે વંશપરંપરાથી રાજ્યદરબારમાં નોકરી કરતા આવ્યા છીએ. અમે તો ગરૂડ કહેવાઈએ! શું એવાથી અમે ડરી જવાના હતા?"

ભૂદેવનું આ સંભાષણ સાંભળી રામચંદ્રરાય બહુ પ્રસન્ન થયા ને હુક્કો જરા વધુ જોશથી પીવા લાગ્યા. અપરાધીએ કહ્યું: "મહારાજ, મને એ પાપી પ્રતાપાદિત્યના ઇતિહાસની ખબર નહોતી."

રાજાએ કહ્યું: "ખરેખર, આ માણસ કોઈ અજાણ્યો અને મૂર્ખો લાગે છે. જા, આજ તને છોડી મૂકું છું. હવે પછી કદી એમ કરતો નહીં."

અપરાધી આજે શુકન જોઈને આવ્યો હોય, એમ જણાયું. તે રાજાને વંદન કરવા લાગ્યો. દરબારી જનો રાજાના આ વિચિત્ર વર્તનથી ચકિત બની માંહેમાંહે મંદસ્વરે તે વિષે ટીકા કરતા પોતપોતાને ગૃહે ગયા. દરબારમાં રાજા, મંત્રી અને વિદૂષક ત્રણ જણા જ રહ્યા. પુનઃ પ્રતાપાદિત્ય વિષે પ્રસંગ નીકળ્યો.

ભૂદેવ: "મહારાજ, આપ તો ચાલ્યા આવ્યા. પણ પાછળથી બિચારા યુવરાજને ઘણું ખમવું પડયું છે. પ્રતાપાદિત્યની એવી ઇચ્છા હતી કે, પોતાની પુત્રી વિધવા થાય તો તેના હાથની સોનાની બંગડીઓ વેચીને ખજાનામાં ભરતી કરવી! કુમાર વચ્ચે પડયા તેથી તેની આ મનોકામના પૂર્ણ થઇ નહિ."

મંત્રી: "મહારાજ, એવું સાંભળવામાં આવ્યું છે કે, આજકાલ પ્રતાપાદિત્ય બહુ ચિન્તા કરે છે કે આપે તેની પુત્રીને તજી દીધી કે શું? આ ચિન્તાથી તેની ભૂખ–તરસ–નિદ્રા સર્વ જતાં રહ્યાં છે."

"એમ?" રાજાને ઘણો આનંદ થયો અને તેનું મુખ હાસ્યથી છવાયું.

મંત્રી: "મેં પ્રતાપાદિત્યને કહાવી મોકલ્યું છે કે 'તારે તારી પુત્રીને અમારી તરફ મોકલવી નહિ. અમારા મહારાજાએ તારી પુત્રી સાથે લગ્ન કર્યું એ ઈશ્વરનો ઉપકાર માન! એથી જ તારી સાત પેઢી તરી ગઈ છે। હજી પણ તારી પુત્રીનો સ્વીકાર કરવા અમારા મહારાજા પોતાના કુળને લાંછન લાગે તો પણ કદાચ તૈયાર થાય પણ તે ચંદ્રદ્વીપની અધિકારિણી બને તેટલું તેનું પુણ્ય સંચિત થયું નથી!' બરાબર કહેવરાવ્યું છે ને, ભૂદેવ?"

વિદૂષક: "એમાં શો સંશય? મહારાજાનો પગ કીચડમાં પડ્યો તો કીચડનાં ભાગ્ય! પણ તેથી શું? ગૃહમાં પ્રવેશની વખતે તો પગ સાફ કરીને જ દાખલ થવું પડે ને?"

આ પ્રમાણે અનેક કલ્પનાઓ ઉડાવી પ્રતાપાદિત્યની હાસ્ય-ચેષ્ટાઓ તેઓ કરવા લાગ્યા. વિભા ઉપર રામચંદ્રરાયને હજુ થોડો ઘણો અનુરાગ હતો. વિભા સુંદર હતી, સુશિલ હતી, યૌવનાવસ્થામાં હમણાં જ તેણે પ્રવેશ કર્યો હતો. પણ તેના પિતા કે જેણે પોતાનું અપમાન કર્યું તેની તે પુત્રી હતી, એજ કારણે તેના ઉપર-વિભા ઉપર-રામચન્દ્રરાયને ગુસ્સો હતો. યશોહરમાં રામચંદ્રરાય ગયો ત્યારે આ ગુસ્સાથી જ તેની સાથે કંઈ પણ બોલ્યા ચાલ્યા વિના તે નિદ્રાવશ થઈ ગયો હતો પણ પછી જાગ્રત થતાં તેનો હૃદયભાવ બદલાઈ ગયો હતો; અને તેના હૃદયમાં પ્રેમજ્યોત પ્રકટી હતી પણ તેનું કંઈ ફળ વિભાને મળે ત્યાર પહેલાં શયનદ્વાર બહારથી કોઈએ ખખડાવ્યું અને રામચંદ્રરાયના મનની મુરાદ તેના મનમાં જ સમાઈ ગઈ! પાછળથી રામચંદ્રરાયના મનમાં જે પ્રેમભાવ જાગ્યો હતો, તે હજી કાયમ જ હતો. વિભાને પોતાની પાસે બોલાવવા તે ઘણો જ ઉત્કંઠિત

હતો. પણ તેને લોકાપવાદનો ભય હતો. મંત્રી અને રામ, પોતાની મશ્કરી કરશે અને પોતે સ્ત્રેણ અને લોલુપમાં ખપશે એવી તેને બીક રહેતી હતી. મંત્રીએ પાણી પહેલાં પાળ બાંધી દીધી અને વિભાને નહીં તેડાવવાનું કહ્યું તેમાં રામે ટેકો આપ્યો, એ પછી રામચન્દ્રરાયના મનમાં આનાકાની થતી હતી. પણ મંત્રીએ તેને દઢતાનું સ્વરૂપ આપવા માટે પ્રતાપાદિત્યના ખૂબ દોષ કાઢ્યા; ભૂદેવે તેને વધુ ને વધુ પુષ્ટિ આપી; તેથી સસરા ઉપરના ગુસ્સાને પરિણામે રામચન્દ્રરાયે એકદમ જાહેર કરી દીધું કે: “એ પ્રતાપાદિત્યની છોકરીને હવે મારા મહેલમાં સ્થાન નહીં જ મળે!” એ પછી વિદૂષક અને મંત્રી રાજાની રજા લઈ વિદાય થયા.

રાજા વિચારગ્રસ્ત સ્થિતિમાં હતો તેવામાં મોહન તેની સન્મુખ આવીને ઉભો અને બોલ્યો: “મહારાજ, અંતઃપુર કેવળ શૂન્ય ભાસે છે, તે મારાથી જોવાતું નથી. મારાં સ્વામિની સાક્ષાત્ લક્ષ્મીનો અવતાર છે. તેમને અત્રે લાવી આપશ્રીનું અંતઃપુર શોભાવવું એવી મારી નમ્ર પ્રાર્થના છે.”

રાજા: “મોહન, તું ગાંડો થયો છે. મારા દુશ્મનની છોકરીને મારે શું અત્રે લાવવી એમ તારૂં કહેવું છે?”

મોહન: “મહારાજ, આપ આમ કેમ કહો છો? રાણીશ્રીનો પોતાનો શું કોઈ અપરાધ થયો છે?”

રાજા: “મોહન, અપરાધમાં બાકી શું રહ્યું છે? પ્રતાપાદિત્યની પુત્રીનો મારે સ્વીકાર કરવો યોગ્ય છે?”

મોહન: “કેમ ન કરવો? પ્રતાપાદિત્યને હવે તેની સાથે શો સંબંધ રહ્યો છે? જ્યાં સુધી લગ્ન થાય નહી ત્યાં સુધી પુત્રી ઉપર પિતાનો અધિકાર હોય છે; પણ લગ્ન પછી પુત્રી ઉપર પિતાનો નહિ પણ પતિનો જ અધિકાર થાય છે. તે હવે આપનાં રાણી છે. આપે તેમને અત્રે બોલાવવાં એ જ યોગ્ય છે.”

રાજાઃ "મેં તેની સાથે લગ્ન કર્યું એ જ તેનું મોટું નસીબ તેને અત્રે લાવવાથી શું મારી પ્રતિષ્ઠા જળવાય એમ તને લાગે છે?"

"પ્રતિષ્ઠા તેમને બોલાવશો તો જ જળવાશે. પોતાની ધર્મ-પત્ની અન્ય સ્થાને વસે તેમાં કોઈ પુરૂષની પ્રતિષ્ઠા વધે છે, એવું મેં ક્યાંયે સાંભળ્યું નથી. સ્ત્રી તો સાસરે જ શોભે. મહારાજ! મહારાણી પર આપનો અધિકાર છે અને આપે તેમને બોલાવવાં જોઈએ."

રાજાઃ "પ્રતાપાદિત્ય તેને નહિ મોકલે, તો?"

મોહને ઉત્તર આપ્યોઃ "અરે, આપ એવું શું કહો છો? તેમને ન મોકલવાની, ન આવવા દેવાની, કોઈનામાં હિંમત છે? પ્રતાપાદિત્ય ગમે તેટલો બળવાન હોય તેથી શું? તેને હક્ક શો છે? ગમે તે પ્રકારે પણ હું જ્યારે મહારાણીને તેડી લાવું ત્યારે જ ખરો. હા, તેઓ પોતે આવવા ના પાડે તો જ હું લાચાર થાઉં. પણ તેમની ઇચ્છા હોય તો કોઈ પણ આડે આવી શકશે નહીં જ. ગમે તે અડચણ નડે, તોપણ હું પ્રતિજ્ઞા કરૂં છું કે, જો મહારાણીજીની ઇચ્છા હશે તો તેમને અહીં લાવવામાં હું પાછી પાની કરીશ નહીં."

શ્રીહનુમાન જેવા બળવાન ભીમકાય મોહન આગળ રામચંદ્રરાય હવે વધારે ટક્કર ઝીલી શક્યો નહીં. તેણે કહ્યુંઃ "મોહન, તારી એવી જ ઇચ્છા છે તો, મારી ના નથી. પણ મારી એક વાત ધ્યાનમાં રાખજે કે, તું ત્યાં મારી રજાથી તેને તેડવા જાય છે, તેની ખબર મંત્રી કે રામને ન પડે."

"તે વાતે આપ નિશ્ચિંત રહો." આટલું કહી મોહન રજા લઈ ત્યાંથી ગયો.

૨૦

## શૂન્ય મન

ઉદિયાદિત્ય કઈ રીતે સુખી થાય, એ જ કાળજી રાત્રિ-દિન વિભા રાખવા લાગી. તેનું બધું કામકાજ તે જાતે કરતી રહી. તે તેને માટે પોતાને હાથે ભોજન તૈયાર કરતી. કુમાર જમતો ત્યારે તે તેની પાસે બેસતી. નજીવી સગવડોમાં પણ તે દુર્લક્ષ કરતી નહીં. સાયંકાળે ભાઈ ઘેર આવે અને લમણે હાથ દઈ બેસી રહે ત્યારે તેને સાંત્વન આપવા કોશિષ કરતી. પણ જ્યારે ભાઈનાં નયનમાંથી આંસું સરતાં ત્યારે તેનો કંઠ રૂંધાઈ જતો, મુખમાંથી ઉચ્ચાર સુદ્ધાંત બહાર નીકળી શકતો નહીં અને અતિશય મુંઝાઈને તે મુક્ત કંઠે રૂદન કરતી.

બન્ને જણ કોઈવાર શૂન્ય મને બેસી રહેતાં, કોઈના હોઠ બહાર કશું નીકળતું નહીં, રાત પડે અને દીપકની જ્યોત થરકતી થરકતી દિવાલ પર કંપિત પડછાયો પાડે ત્યારે તે નિહાળીને વિભા

બોલી ઉઠે : "ભાઈ, તે ક્યાં ગઈ ?"

વિભાના પ્રશ્નો પર કુમારનું લક્ષ રહેતું નહીં. કોઈવાર વિભા પૂછે કાંઈક, તો તે ઉત્તર દેતો કાંઈક. શોક ભૂલવાની તેની ઈચ્છા છતાં તે ભૂલી શકતો નહીં.

એક દિન વર્ષા ઋતુમાં આકાશ મેઘાચ્છાદિત થયું. આખો દિવસ વર્ષાસ્રાવ રહ્યો. ધોળે દહાડે પણ અન્ધકાર છવાયો. ઉપવનમાંનાં વૃક્ષ, જળથી ભીનાં થઈ ગયાં. પવનના સપાટા મહેલમાં આવવા લાગ્યા. ગાજવીજ થઈ રહી. ગર્જનાથી કાન ફાટી જશે કે શું, એમ લાગ્યું. ઉદયાદિત્ય શૂન્ય ચિત્તે એ બધું નિહાળી રહ્યો હતો, એને જલ-વર્ષામાં જાણે એ અવરિત શબ્દ સંભળાઈ રહ્યો : "સુરમા નથી ! સુરમા નથી !" અધવચ્ચ વિભાને તે પૂછવા લાગ્યોઃ "સુરમા ક્યાં છે ?" વિભા રૂંધાયલા કંઠે બોલી : "ભાઈ, ભાઈ —" પણ ભાઈ નિરૂત્તર બની ગયો; ક્ષણાર્ધમાં પોતાનું વદન ઢાંકી દઈ, બારણાંની આડમાં છૂપાવી રહ્યો. એમ કરતાં તેના મસ્તક પર વરસાદની જલધારા પડવા લાગી, એનું ભાન પણ રહ્યું નહિ.

રાત્રિ પડી. વિભા ભોજનસામગ્રી તૈયાર કરીને યુવરાજ પાસે આવી. તેણે કહ્યું : "ભાઈ, ભોજન તૈયાર છે. ચાલો જમી લ્યો." ભાઈએ કશો જ ઉત્તર દીધો નહિ. રાત બહુ વીતી. વિભા રડતી રડતી કરગરવા લાગીઃ "ભાઈ, ઉઠોને ? રાત ઘણી વીતી ચૂકી !" ઉદયાદિત્યે એના તરફ જોયું. વિભાની આંખ આંસુથી છલોછલ્લ ભરપૂર હતી. તેણે વિભાનાં આંસુ લોહ્યાં: તે ભોજન કરવા ગયો. તેણે પૂરૂં પાધરૂં ખાધું યે નહીં અને થાળી પરથી ઉઠી ગયો. વિભા પ્રત્યે જોઈ, દીર્ઘ નિશ્વાસ નાંખી તે પોતાના શયનખંડમાં સુવા ગયો.

વિભાએ તે પછી અન્નને સ્પર્શ સુદ્ધાંત ન કર્યો.

કોઈ કોઈવાર વિભા કાંઈક બોલવા કોશિષ કરતી પણ શું બોલવું તેની તેને સમજ પડતી નહીં. તેનો કંઠ ભરાઈ જતો. તે બોલી શકતી

નહિ. ભાઈ શી રીતે પ્રસન્ન રહે, શું કરવાથી તેને પુનરાનંદ પ્રાપ્ત થાય, એ વિષે, વિભા બહુ વિચાર કરતી અને કંઈ સૂઝ પડતી નહિ, એટલે તેને લાગતું કે, " જો કાકાશ્રી આ વખતે અહીં હોત તો કેવું સારૂં થાત ! "

પ્રતાપાદિત્યથી ઉદયાદિત્યને ડર લાગતો. અગાઉની પેઠે ધૈર્ય, સાહસ ઈત્યાદિ ગુણો તેના અંગમાં રહ્યાં નહતાં. સંકટ વખતે મસ્તક ઉંચું રાખવા, સંકટ એ કઃપદાર્થ છે એમ લેખીને તેની સામે ઝૂઝવા હવે તેનામાં ધૈર્ય રહ્યું નહોતું. પ્રત્યેક કાર્યમાં તે પોતાને અસમર્થ ગણતો. પ્રત્યેક વસ્તુમાં તેને સંદેહ ઉપજતો.

એક દિન યુવરાજે સાંભળ્યું કે, છપેરાના જમીનદારની કચેરી રાત્રે લૂંટવા અને તેને આગ લગાડવા આજ્ઞા થઈ ચૂકી છે! યુવરાજે સેવકને અશ્વ તૈયાર કરવા કહ્યુંઃ તે મહેલની અંદર ગયો. ચોમેર દૃષ્ટિપાત કરીને તે વિચારમગ્ન બની ગયો. વિચાર–દશામાં એણે પોષાક બદલ્યો. પછી બહાર આવ્યો. અશ્વપાળ અશ્વ સહિત ઊભો હતો. તેણે કહ્યું : " મહારાજ, અશ્વ તૈયાર છે. શીદ જવું છે ? "

યુવરાજ થોડીક વાર સુધી તે અશ્વપાળની સામું સ્થિર દૃષ્ટિએ જોઈ રહ્યો. પછી બોલ્યો : " તું અશ્વ પાછો લઈ જા, મારે કોઈ સ્થળે જવું નથી. "

એક દિવસ કોઈના રૂદનનો અવાજ તેના કાન ઉપર આવ્યો, બારીએ જઈ જોયું તો રાજસેવકો કોઈ મનુષ્યને ઝાડ સાથે બાંધી માર મારતા હતા. પેલા મનુષ્યે કુમારને જોતાં જ પોતાનું રક્ષણ કરવાની વિનતિ કરી.

કુમારથી આ દૃશ્ય જોઈ શકાયું નહિ. તે ત્યાંથી ખસી પોતાના ખંડમાં જઈ બેઠો. તે આવી રીતે શૂન્યહૃદયી બની ગયો હતો. તેને કંઈ સૂઝતું જ નહતું.

સીતારામ અને ભાગવતનો પગાર પણ બન્ધ થયો હતો; કારણ તેમને પ્રકટ કે ગુપ્ત રીતે કંઈ આપવાની યુવરાજની છાતી ચાલતી નહતી. તેમનાં દુ:ખની વાત તેના કાન પર જતી તો તેના મૂળ સ્વભાવ પ્રમાણે દુ:ખી મનુષ્યને સહાય કરવાની તેને ઇચ્છા થઈ આવતી પણ થોડો સમય જતાં જ તે લાગણી લુપ્ત થઈ જતી. તે ભીરૂ બની ગયો હતો: સર્પથી ભયભીત થયેલો મનુષ્ય જેમ સર્વત્ર સર્પ જ નિહાળે, એવી તેની પરિસ્થિતિ થઈ ચૂકી હતી ! પ્રતાપાદિત્યથી તે ઘણો જ બીવા લાગ્યો. જાણે પ્રતાપાદિત્ય એક ભયંકર પ્રકારનું આશ્ચર્યજનક જંતુ હોય તેમ જ્યાં ત્યાં સર્વ સ્થળે તે તેને જ જોવા લાગ્યો. તેની જીવનદોરી કેમ જાણે પ્રતાપાદિત્યના હાથમાં ન હોય એમ તેને લાગતું હતું ! જો ઉદયાદિત્ય મૃત્યુને ભેટવા તૈયાર થાય, જીવનથી મુક્ત થવા રજા માગે, વિશ્વને અંતિમ પ્રણામ કરવા ઇચ્છે, તોપણ તે વખતે પ્રતાપાદિત્ય, જો વક્ર ભ્રુકુટિ કરીને તેને થોભવા કહે, તો, ખચીત ઉદયાદિત્યને મૃત્યુનો પાશ પણ રોકવો પડે !

બીજે દિવસે સાયંકાળે આકાશ મેઘથી છવાઈ રહ્યું. વરસાદ જોરથી પડવા લાગ્યો અને તેની સાથે પવન પણ ઘણા જ જોસથી ફૂંકાતો હતો. વાયુના પ્રબળ વેગથી મોટાં મોટાં વૃક્ષો પણ જમીનદોસ્ત થઈ ગયાં. વીજળીના ચમકારા થઈ રહ્યા હતા. ધરતી મેઘગર્જનાથી ધ્રુજી રહી હતી. આવે સમયે યુવરાજ એક નાની છોકરીને પોતાના અંકમાં લઈ ને પોતાના ખંડમાં બેઠો હતો. દીવો બુઝાઈ ગયો હતો અને બારીબારણાં સર્વ બંધ હોવાથી ત્યાં ચારે પાસ અંધકાર સિવાય અન્ય કાંઈ દૃષ્ટિગોચર થતું ન હતું..

છોકરી નિદ્રાવશ થયેલી હતી. સુરમા હતી ત્યારે તે આ છોકરી પર ઘણું હેત રાખતી હતી. પણ તેના ગયા પછી તે છોકરીની મા તેને અંતઃપુરમાં જવા દેતી નહિ. આજ લાંબે વખતે તે ત્યાં આવી

હતી. કુમારને જોતાં જ તે તેને વળગી પડી અને " કાકી ક્યાં છે ? " એમ પૂછવા લાગી.

કુમાર અને તે છોકરી, બે એકલાં જ અંધકારમાં બેઠાં હતાં. વરસાદ હજુ ચાલુ જ હતો. જોસથી ફુંકાતા વાયુથી મહેલનાં બારી બારણાંનો અફળાટ કાનપર પડતો હતો. એવામાં યુવરાજને કોઈ ચાલતું હોય એવો ભાસ થયો. અહીં, આ સમયે કોણ આવતું હશે, તેનો તે વિચાર કરવા લાગ્યો. તેને એજ ભ્રાંતિ થઇ કે, તે છોકરી પર સુરમાને ગાઢ પ્રીતિ હોવાથી તે તો નહિ આવતી હોય? એટલામાં દ્વાર ઉઘડ્યું અને એક સ્ત્રી હાથમાં બત્તી લઈ બારણામાં ઉભેલી જણાઈ. યુવરાજ તે સ્ત્રી તરફ એકી નજરે જોઈ રહ્યો.

તે સ્ત્રી હાથમાંનો દીવો નીચે મૂકતી બોલી: " પ્રિયકર! મને શું ભૂલી ગયા? આપને સ્વપ્નમાં પણ હું નહિ સાંભરતી હોઉં ? "

કુમારની મોહનિદ્રા ઉડી ગઈ. તેણે એક તીક્ષ્ણ દૃષ્ટિ તે સ્ત્રી તરફ ફેંકી. એટલામાં નિદ્રિત બાલિકા જાગી ઉઠી: ' કાકા, કાકા ' કહેતી તે રૂદન કરવા લાગી. કુમાર વિચારમાં પડ્યો: " આ સુરમા તો નથીજ. ત્યારે એ હશે કોણ? હું એના પ્રશ્નનો શો ઉત્તર આપું ? "

કુમાર આવો વિચાર કરતો હતો ત્યારે તે સ્ત્રી ધીરે ધીરે તેની સમીપ આવી. તેણે કુમારના માથાપર હાથ મૂકી કહ્યું: " અરે ! આમ ગાંડા જેવા કેમ થઈ ગયા ? હજુ તમે મને ઓળખી નહિ ? તે દિવસની વાત હજુ યાદ આવતી નથી કે ? જ્યારે આમ જ કરવું હતું ત્યારે તે દિવસ મને શાને ખોટી આશા આપી હતી ? "

યુવરાજ કંઈ પણ બોલ્યો નહિ. રૂક્મણીએ પોતાનું મોહનાસ્ત્ર અજમાવ્યું. તે રડતી રડતી કહેવા લાગી: " મેં એવો શો અપરાધ કર્યો છે કે તમે મારી સામે દૃષ્ટિ પણ નથી કરતા! તમે મને સર્વથી વિખૂટી પાડી! મારો સર્વનાશ કર્યો. મેં તમને મારૂં સર્વસ્વ તન,

મન, ધન અર્પણ કર્યું. હાય! પણ તે છતાં આજ એક ભિખારણની માફક મારે ગલીએ ગલીએ ભટકવું પડે છે! મારા ભાગ્યમાં વિધાતાએ શું એમજ નિર્માણ કર્યું હશે??"

યુવરાજના મનપર રૂક્મણીના ફેલની ધારેલી અસર થઈ. તેને વિચાર આવ્યો: "ખરેખર! કદાચ આ સ્ત્રીના સર્વનાશનું કારણ હુંજ હોઉં." તેણે જોયું કે રૂક્મણીનાં અંગપરનાં વસ્ત્ર ફાટેલાં હતાં ને તે તે રડતી હતી! તેનું અંતઃકરણ દ્રવ્યું. તેને દયા ઉત્પન્ન થઈ. તેણે પૂછ્યું: "તારે શું જોઈએ છે?"

રૂક્મણીએ ઉત્તર દીધો: "મારે અન્ય જોઈતું નથી. કેવળ પ્રેમ! પ્રેમની ઇચ્છા છે! તમે આ બારીએ બેસો. તમારા હૃદય પર હું માથું મૂકું. એટલી જ મારી ઇચ્છા છે! મને પ્રેમદાન આપો. કેમ વિચારમાં પડયા? શું સુરમાદેવી કરતાં મારૂં રૂપ ઉતરે એવું છે? શું તેના કરતાં મારૂં મુખ કાળું છે? પણ કાળું હોય તો તેનું કારણ પણ તમે જ છો. તમારે જ લીધે મારે ઘેર ઘેર ભિક્ષા માગતાં રખડવું પડે છે અને મારૂં મોં તેથી જ કાળાશ મારી ગયું છે. બાકી, પ્રથમ તો એવું નહોતું જ!" એટલું બોલીને તે પલંગપર બેસવા ગઈ. યુવરાજ હવે ધૈર્ય રાખી શક્યો નહિ. તેણે તેને તેમ કરતાં અટકાવતા કહ્યું: "હાં, હાં, એ પલંગપર બેસીશ નહીં. ન બેસતી હોં!"

રૂક્મણી એક સર્પણી સમાન ફુંફાડા કરતી બોલી: "કેમ ન બેસું?"

કુમારે તેની પાસે જઈ તેને અટકાવી કહ્યું: "નહિ, નહિ. એ પલંગપર તું ન બેસતી. તું જે માગે તે હું આપવા ખુશી છું. માત્ર આટલું જ મારૂં કહ્યું માન."

રૂક્મણી: "જો એમજ હોય તો તમારી મુદ્રિકા મને આપો!"

કુમારે કાંઈ પણ વિચાર કર્યા વિના તત્કાળ પોતાની મુદ્રિકા તેને આપી.

રૂક્મણી તે મુદ્રિકા લઈ ત્યાંથી ચાલતી થઈ. તે પોતાના મનમાં બોલી: "ઠીક છે. હજુ થોડા દિવસ થોભી જાશે. આટલેથી શું થાય? મારો મંત્ર સફળ થવોજ જોઈએ."

યુવરાજ તેના ગયા પછી પલંગપર પોતાનું માથું બે હાથે ઢાંકી પડ્યો. "સુરમે! સુરમે! તું કયાં ગઈ? મને લાગેલો આજનો જખ્મ તારા વિના કોણ રૂઝાવશે?"

બાલિકાએ પૂછ્યું: "કાકા, કેમ રડો છો?"

યુવરાજ શૂન્યમને તે બાલિકા સામે ટગર ટગર જોઇ રહ્યો.

૨૧

## હાસ્યનો ઇજારદાર !

વિધવા રૂક્મણી ઉર્ફે મંગલા પાસે થોડોક પૈસો હતો. તેની કમાણીનો તે હતો. તેમાંથી તે કેટલાક રૂપીઆ વ્યાજે ફેરવતી, જેના પર તેનું જીવન નભતું. રૂપ અને રૂપું એ બેના બળ પર એણે કેટલાયને વશ કરેલા !

સીતારામ બડો શોખીન માણસ હતો. તેને સ્ત્રી ન હતી. અને તેની પાસે નાણું યે ન હતું. આથી કુદરતી રીતે એનું ધ્યાન રૂક્મણી તરફ વળ્યું હતું. ચૂલો સળગાવવા માટે કશું યે સાધન હોય નહિ એવી સ્થિતિ જ્યારે તેની થતી ત્યારે તે રૂક્મણીની મઢુલીનો માર્ગ લેતો. જે દિવસ સીતારામ હાથમાં લાકડી લઇને ખભે ખેસ નંખીને રૂક્મણીની ઝૂંપડી નજીકથી પસાર થાય તે દિવસ નક્કી સમજવું કે, ભાઇશ્રીને ઘેર આજ સામગ્રીનો અભાવ છે! રસ્તામાં મળનાર કોઇ તેને પૂછતા : "સીતારામ, શા વર્તમાન છે! તારૂં ગાડું કેમ ગબડે

છે ?" વિકસિત વદને તે ઉત્તર દેતોઃ "ઓહ ! બહુ જ મઝાનું ! ગઈ કાલે તો શિરોપૂરી ઉડાવેલાં. આજ વળી એક મિત્રને ત્યાં નિમંત્રણ છે. આવતી કાલ માટે તે ખૂબ આગ્રહ કરી રહ્યો છે. પણ મારી પ્રકૃતિ એવી છે કે, ઘરમાં જમું નહીં અને પછી પાનપટ્ટી ખાઉં નહીં તો ચેન પડે નહીં; એટલે ઘેર જમ્યા પછી કાલે જવાનો ! આજે પણ ઘેરથી તો માલપાણી ઝાપટીને નીકળ્યો છું."

સીતારામ આવું લાંબું ભાષણ કરીને ઉત્તર દેતો પણ પૂછનારાઓ તો તે પર હસીને જ વિદાય લેતા. સીતારામની પરિસ્થિતિ જેમ જેમ બગડતી ચાલી હતી, તેમ તેમ તેનું વાચાળપણું વધતું ચાલ્યું હતું. પ્રથમ સમી તેની સ્થિતિ ન હતી આથી તેનાં સગાંસંબંધી તેને તજી જવાની તૈયારીમાં હતાં; ખાસ કરીને તેનો મામો, જે તેને ત્યાં પડ્યો-પાથર્યો રહેતો હતો.

આજ સીતારામને પૈસાની આવશ્યકતા જણાઈ હતી. તેથી જ તે રૂક્મણીની ઝૂંપડી તરફ ગયો હતો. રૂક્મણી પ્રત્યે તેણે સ્મિત કર્યું અને પ્રેમભાવથી થોડોક વખત તેના તરફ નિહાળી રહ્યા પછી મધુર સ્વરે કહ્યું: "અત્યારે હું મધુર સંગીત સાંભળવા નથી આવ્યો. માન સન્માન કે આદર–આતિથ્યની મને જરૂર નથી. કેવળ જરૂર છે થોડાક પૈસાની !"

રૂક્મણીએ સીતારામ પ્રત્યે અધિક અનુરાગ દર્શાવી કહ્યુંઃ "તને જો પૈસાની જરૂર હોય તો પૈસા આપીશઃ પછી કાંઈ ચિંતા છે ? જેને મેં મારા પ્રાણ અર્પણ કર્યા તેને પૈસા આપવા, એમાં તે શી મોટી વાત છે ? પ્રાણ આગળ પૈસાની કિંમત તુચ્છ છે ! તું જે માગીશ તે આપીશ, સમજ્યો ?"

સીતારામ પ્રેમથી આર્દ્ર બની ગયોઃ "ખરેખર, મને તારા તારા ઉપર કાયમ ભરૂસો અને આધાર હોય છે, તે અસત્ય નીવડતાં

નથી. આજ વળી એવી જ કાંઈક મુશ્કેલી ઉભી થઈ છે. મારા મનમાં સતત તારી જ મૂર્તિ વસે છે તેથી હું તારી સ્થિતિ સારી પેઠે જાણું છું. પરંતુ તને મારી સ્થિતિની ખબર કયાંથી હોય? મારૂં જે કાંઈ છે, તે બધું મારી મા પોતાની પાસે રાખે છે. આજે જ સહવારની મારી મા બહારગામ ગઈ છે. જતી વખતે તે પૈસા આપવા ભૂલી ગઈ. એટલે જ તને તસ્દી આપું છું. આવતી કાલે તો હું તને તે પાછા આપી દઈશ."

"એટલા બધા વહેલા પાછા આવવાની જરૂર જ શી છે! તારી સવડ પ્રમાણે આપીશ તો ચાલશે. તને રૂપીઆ આપવા એટલે ઓછા કાંઈ પાણીમાં ફેંકી દેવા બરોબર છે! મારી પાસે જે કાંઈ છે તે તારૂં જ છે, એમ સમજ. તારી ઈચ્છા હોય તેટલા માગી લે." મંગલાએ હસીને ઉત્તર દીધો.

પાણીમાં પૈસા ફેંકયા હોય તો કોઈ કાળે પુનઃ પ્રાપ્ત થવાની આશા રહે છે. પરંતુ સીતારામના હાથમાં જે પૈસા પડયા તે ફરીથી મળવાનો સંભવ જ ન હતો. પાણીમાં અને સીતારામમાં જે તફાવત હતો તે આટલો જ!

મંગલાનો પોતાના પ્રત્યે અસાધારણ પ્રેમ છે, એવું જોઈને સીતારામનું હૃદય પ્રેમવિહ્વલ બન્યું. રસિકતાથી આનંદોદ્ગાર કાઢતો તે તેને રીઝવવા લાગ્યો. સીતારામ પોતાને ભારે રસિક સમજતો. નાણાં વિના ચેનબાજી ઉડાવવી અને નવાબી ઠાઠમાઠ રાખવો અને હાસ્યરસ વિના રસિકતા પ્રકટ કરવી એ તો એના સ્વભાવની ખાસ ખૂબી હતી!

મગજમાં જે વિચાર આવે તે મુજબ તે બોલતો અને બીજાઓ હસે તેની પરવા ન કરતાં પોતાની ઈચ્છામાં આવે ત્યારે હસતો. એને હસતો જોઈને પ્રત્યક્ષ હાસ્યને પણ હાસ્યની ઉર્મિ ઉઠે!

સીતારામ જ્યારે દ્વારરક્ષક હતો ત્યારે તેને બીજા પહેરેગીરો સહિત હંમેશાં તકરાર થતી. સીતારામ હરહમેશ ચાહે તેની હાંસી ઉડાવતો અને તે એટલે સુધી કે, તે માણસને ચીડ ચડે. એ વખતે એને તકરાર થતી. એક દિન હનુમાનપ્રસાદ તિવારી પહેરા ઉપર હતો. દરમ્યાન તેને નિદ્રા આવી ગઈ હતી. સીતારામે ધીમેથી તેની પાછળ જઈ ને તેની પીઠમાં એક મુક્કી લગાવી દીધી હતી. સીતારામની આવી રસિકતા જોઈ ને હનુમાનપ્રસાદનો મિજાજ હાથથી ગયો. સીતારામ અટ્ટહાસ્ય કરવા લાગ્યો. હનુમાનપ્રસાદને એ હાસ્ય લગીરે રૂચ્યું નહીં. એણે અનેક મુક્કીઓ દ્વારા સીતારામને હાસ્યરસનો પૂરો અનુભવ કરાવ્યો! સીતારામની રસિકતાની આવી આવી તો સેંકડો વાતોથી લોકો માહિત હતા.

સીતારામનો પ્રેમ રૂક્મણીને જોઈ ને એકદમ ઉભરાઈ આવ્યાથી તે રૂક્મણીની છેક અડોઅડ જઈ ને બેઠો અને અતિ પ્રેમથી બોલ્યો: "તું મારી સુભદ્રા છે. હું તારો કૃષ્ણ છું."

રૂક્મણી: "પાગલ, દૂર હટ! સુભદ્રા તો કૃષ્ણની બહેન હતી!"

સીતારામ: "બહેન હતી! એ કેવી રીતે? જો સુભદ્રા તેની બહેન હતી તો પછી સુભદ્રાહરણ કેવી રીતે થયું?"

રૂક્મણી હસવા લાગી. સીતારામે કહ્યું: "હસે છે શા માટે? હું મારો પરાજય કદાપિ કબૂલ નહિ કરૂં. મારા સવાલનો જવાબ તો દે? જો સુભદ્રા બહેન હતી તો સુભદ્રાહરણ કેમ થયું?"

સીતારામને ખાત્રી હતી કે, પોતે જે પ્રશ્ન પૂછ્યો છે તે એવો વિકટ છે કે તેનો ઉત્તર રૂક્મણીથી દઈ શકાશે જ નહિ! રૂક્મણી રહેજ આઘી સરકીને અત્યંત મધુર સ્વરે બોલી: "તુ તો મૂર્ખ જ રહ્યો!"

સીતારામ: "હું મૂર્ખ તો છું જ — રે, શતમૂર્ખ છું — સહસ્ર મૂર્ખ છું. તારી સમક્ષ પરાજિત થવામાં હું તો કાયમનો મૂર્ખ બનેલો છું!" અને જાણે આ ઉત્તર પોતે ઘણો જ સરસ આપ્યો છે, એમ સીતારામને લાગ્યું. થોડીવાર પછી નમ્ર સ્વરે તે બોલ્યો:

"વારુ, તને આવું કંઈ ગમતું ન હોય તો રહેવા દે. પણ કહે, તો ખરી, કે, હું તને કેવી રીતે બોલાવું તો તને આનંદ થાય?"

રૂક્મણી હસીને બોલી: "મને 'પ્રાણ—' કહીને બોલાવજે."

સીતારામ: "પ્રાણ?"

રૂક્મણી: "પ્રિયે, કહે."

સીતારામ: "પ્રિયે!"

"પ્રિયતમે, કહે."

"પ્રિયતમે."

"પ્રાણપ્રિયે—"

"પ્રાણપ્રિયે! વારુ, પ્રાણપ્રિયે! તું જે રૂપીઆ મને આપીશ તેનું વ્યાજ શું લઈશ?"

રૂક્મણી: "જા, જા, તારી પ્રીત કેવી છે, તેની સમજ હવે મને પડી! કિયા મોંથી વ્યાજની વાત પૂછે છે?"

સીતારામ આનંદથી બેહોશ બનીને બોલ્યો: "ના. ના. એમ નથી. મેં કાંઈ ઓછું તને સાચેસાચ પૂછ્યું હતું! હું તો ગમ્મત કરતો હતો! શું, પ્રિયતમે, તું એ પણ સમજી શકી નહિ?"

સીતારામની માને શો રોગ થયો હતો, તે સમજાતું નહતું. ઘણુંખરું તે પોતાના જમાઈને ઘેર જતી અને સીતારામને ખર્ચખૂટણ

માટે રૂપીઆ આપી જવાનું વિસરી જતી. આ બાબતમાં એની સ્મરણશક્તિ કમી થઈ ગઈ હતી. આથી વારંવાર સીતારામને રૂક્મણી પાસે જવું પડતું. એ વિશેષ પરિચયમાંથી તેઓ કંઈક ગુપ્ત મસલત કરતાં હતાં. એ મસલત પછી એક દિવસ સીતારામે કહ્યું : " આ બાબતમાં ભાગવતની સલાહ લીધા વિના ચાલે તેમ નથી. મારાથી એકલાથી આ કાર્ય સાધી શકાશે નહીં. "

૨૨

## પ્રપંચ

ભાગવતની સ્થિતિ પણ સારી ન હતી. દિવસના દિવસ સુધી તે કોઈ કોઈ વખત તંબાકુની ચલમો ફુંકતો આળસમાં પડ્યો જ રહેતો. જ્યારે તે આવી સ્થિતિમાં પડ્યો હોય ત્યારે તેની આસપાસના લોકોને ઘણી ધાસ્તી ઉપજતી; કેમકે તેના મુખમાંથી જેમ કાળા ધુમાડા નીકળતા તેમ તેના હૃદયમાં પણ કાંઈ કૃષ્ણ કૃત્યના વિચાર ચાલતા હશે જ એમ તેઓ માનતા! તથાપિ ભાગવત ઘણો જ ધર્મિષ્ટ હોવાનો ડોળ રાખતો. તેનો જો કોઈ પણ દોષ હોય તો તે એક જ કે તે કોઈની સાથે પણ હળીમળીને રહેતો નહિ. હરિનામ-સ્મરણ કરવાની માળા સદા તેના હાથમાં રહેતી જ. કોઈ પણ પ્રસંગે ઝાઝું બોલવાનો તેને ઘણો કંટાળો હતો. કોઈની પણ સ્થિતિ કે નિંદાના શબ્દો કદી પણ તે મોંમાંથી કાઢે નહિ. પરંતુ તેના અંતર્માં અનેક જણને માટે ખરાબ મત હતો. કોઈના પર સંકટ પડ્યું હોય

ને તે ભાગવત પાસે સલાહ લેવા જાય તો તેને તે કહેતો કે, હું તને સારી સલાહ જ આપીશ. પોતે બીજાનું અહિત કદી પણ ઇચ્છતો નથી એમ જણાવતો. પણ કોઈએ તેનાપર કંઇ અપકાર કર્યો હોય તો જન્મભર તે વિસરતો નહિ. સારાંશ કે, જગતના સાધારણ માણસો કરતાંયે ઉંચી કોટિના મનુષ્ય તરીકે તે પોતાને જણાવતો! શહેરમાં ઘણા તેને માન આપતા હતા. ગરીબાઇના કારણે તેને કેટલુંક કર્જ કરવું પડયું હતું પણ તે તેણે પોતાની પાસે જે કંઈ હતું તે વેચી સાટીને અદા કર્યું હતું એમ તે જણાવતો. બાકી, "ભીતરકી તો રામજી જાણે!"

એક દિવસ સવારે સીતારામ ભાગવત પાસે આવી તેની ખબર અંતર પૂછવા લાગ્યો. તેણે પૂછયું: "કેમ ભાઈ ભાગવત, શા વર્તમાન છે? કેમ ચાલે છે?"

ભાગવત: "ઠીક છે, દહાડા કાઢીએ છીએ."

"કેમ, એમ કેમ?"

ભાગવત હુક્કો પીતો હતો. થોડીવાર પીધા પછી સીતારામના હાથમાં આપી બોલ્યો: "શું કહું -- મહા દુઃખે દિવસો જાય છે!"

"પણ એવી સ્થિતિ થવાનું કારણ કાંઈ?"

ભાગવત કાંઇક ગુસ્સાથી બોલ્યો: "કારણ? કારણ તને ખબર નથી, કેમ? મને જણાય છે કે, જેવી મારી સ્થિતિ છે તેવી જ તારી પણ છે."

સીતારામ જરાક અચકાતો અચકાતો બોલ્યો: "મારૂં કહેવું તું સમજ્યો નહિં. હું એમ કહેવા માગું છું કે, જો એમ જ હોય તો હાલ કોઇને ત્યાંથી થોડા પૈસા ઉપાડ."

ભાગવત: "પણ કોઈ દિવસ તો પૈસા પાછા આપવા પડે કે

નહિ? ગીરો મૂકવા કે વેચવા જેવી એક પણ વસ્તુ મારી પાસે હવે રહી નથી!"

સીતારામ ગર્વથી બોલ્યો: "તારે કેટલા રૂપિયા જોઈએ છે? ચાલ, હું આપું."

ભાગવતે કહ્યું: "તારી પાસે એટલા બધા વધારે પૈસા હોય કે થોડા તું પાણીમાં નાંખે તોપણ તને જણાય નહિ તો મને થોડાક આપ. પણ એટલું ધ્યાનમાં રાખજે કે, તે પાછા આપવાની મારી શક્તિ નથી."

સીતારામે ઉત્તર આપ્યો: "તારે તેની જરા પણ ચિન્તા ન કરવી."

સીતારામે ભાગવતને સહાય કરવાનું અભયવચન આપ્યું તેથી ભાગવતના મનમાં સ્નેહસાગર ઊછળી રહ્યો હોય, એવું કંઈ જ ન જણાયું. તેણે તો પોતાનો હુક્કો પાછો પીવા માંડ્યો.

સીતારામ ધીરે રહીને બોલ્યો: "આ બધું મહારાજાના અન્યાયને લીધે થયું છે."

"તારા ચહેરાપરથી તો કાંઈ એવું જણાતું નથી!"

સીતારામની ઉદારતા ભાગવતથી સહન થઈ ન હતી. મનમાં ને મનમાં તેને ઘણો જ ખીજવાટ ઉપજ્યો હતો.

સીતારામે કહ્યું: "ભાઈ, એવું કાંઈ નથી. આજ નહિ તો કાલ ને કાલ નહિ તો પરમ દિવસે, મહિને બે મહિને પણ અન્ન મળવું મુશ્કેલ છે. રાજા આવો અન્યાય કરે ત્યારે બિચારા ગરીબ લોકો ક્યાં જાય? ખરેખર, યુવરાજ જ્યારે ગાદી પર બેસશે ત્યારે યશોહર રામરાજ્ય સમાન શોભી રહેશે. ઈશ્વર આપણને એ દહાડો વહેલો બતાવે એમ હું ઈચ્છું છું."

ભાગવત ખીજવાઈને બોલ્યો: "સીતારામ, મારે એ વાત જોડે શું પ્રયોજન છે? તું તો મોટો માણસ છે. તને ગમે તો તારા ઘરમાં બેસી રાજા – પ્રધાન વગેરેની પંચાત કર્યા કર. તને તે શોભશે, હું ગરીબ માણસ. મારે એવી વાત કરવી કેમ ફાવે? હું તારી બરોબરી કેમ કરી શકું?"

સીતારામે શાંતિથી ઉત્તર આપ્યો: "અરે, આમ ગુસ્સે શું થાય છે? હું શું કહું છું તે તો સાંભળ?" એમ કહી તેણે તેના કાનમાં કંઈક વાત ધીરે ધીરે કહી.

ભાગવત ઘણો જ ગુસ્સે થઈ બોલ્યો: "હું તને ચોખ્ખું કહું છું કે, ફરીથી તારે મારી પાસે આવી વાત કદી ન કરવી."

આ ઉત્તર સાંભળી સીતારામ ત્યાંથી મૂગો મૂગો ચાલતો થયો. ભાગવત ધ્યાનમગ્ન થઈ ગયો. ઈશ્વર જાણે આખો દિવસ તે શા વિચાર કર્યા કરતો હતો. આખો દિન એવી રીતે ગાળ્યા પછી બીજે દિવસે પોતે સામો સીતારામને ત્યાં ગયો અને બોલ્યો: "અરે, સીતારામ! કાલે તું મને જે કહેતો હતો તે બાબતમાં વિચાર કરતાં મને પણ એ જ યોગ્ય લાગે છે."

સીતારામ ગર્વથી ફૂલાઈ ગયો: "કેમ ભાઈ ભાગવત, હું તને સાચું નહિ તો શું ખોટું કહું એવો માણસ છું?"

"તો પછી તારો વિચાર શો છે તે જાણવા આજ હું ખાસ અહીં આવ્યો છું."

સીતારામના અભિમાનની સીમા રહી નહીં. કેટલા દિવસથી તે જે વિષયનો વિચાર કરતો હતો તે આજ ફળીભૂત થવાનો વખત આવી લાગ્યો. છેવટે આ બે જણની મસલત પછી એવો નિશ્ચય થયો કે, યુવરાજને નામે એક બનાવટી અરજી બાદશાહ ઉપર મોકલવા

માટે તૈયાર કરવી તથા તેમાં મહારાજા પર રાજદ્રોહનો આરોપ મૂકીને તેમને પદચ્યુત કરવાની વિનતિ કરવી; અને યુવરાજ રાજસૂત્ર પોતાના હાથમાં લેવાની બાદશાહને વિનતિ કરે છે એમ બતાવવું. આ અરજી ઉપર મંગલા પાસે યુવરાજની મહોર છે, તેની છાપ મારવી. આ પ્રમાણે સર્વ તૈયારીઓ થઈ. સીતારામથી એ કામ નહિ બને એમ લાગવાથી ધર્મિષ્ટ હોવાનો ડોળ રાખનાર ભાગવતે બાદશાહ પાસે તે અરજી લઈ જવી, એમ ઠર્યું.

પણ ભાગવતે એક નવીન માર્ગ કાઢ્યો. એ અરજી બાદશાહ પાસે લઈ ન જતાં તે મહારાજા પ્રતાપાદિત્ય પાસે લઈ ગયો! તેણે મહારાજાને ખૂબ નીચા નમીને પ્રણામ કર્યા અને કહ્યું: "ઉદયાદિત્યનો કોઈ નોકર આ અરજી લઈ દિલ્હી તરફ જતો હતો. મને પ્રથમથી જ આવી હીલચાલની કંઈક બાતમી મળી હતી તેથી હું નજર રાખતો રહ્યો હતો. લાગ સાધી તે નોકર પાસેથી મેં આ અરજી ખૂંચવી લીધી. નોકરને પણ આપની સમક્ષ રજુ કરત પણ તે નાસી ગયો. આ અરજી હાથ આવી એટલે મને તેની પછવાડે જવાની જરૂર લાગી નહિ. આ રહી તે અરજી, મહારાજ."

ભાગવતે સીતારામ સંબંધી કાંઈ ઉલ્લેખ કર્યો નહિ અરજી વાંચતાં જ પ્રતાપાદિત્ય મહારાજની શી અવસ્થા થઈ, એ ભાગ્યે જ કહેવું પડે.

ભાગવતને ફરીથી તેની નોકરી ઉપર ચઢાવી દેવામાં આવ્યો.

## ૨૩

# વિભાવરીની 'ના'

વિભાને સર્વત્ર અંધકાર જણાતો હતો. જીવનસુખ શૂન્ય કરનાર ભાવિની અનિષ્ટ શંકાએ તેના હૃદયની આશા નષ્ટ કરી હતી. તેનું ચિત્ત કોઈ પણ વસ્તુ પર ચોંટતું ન હતું. ચિન્તાએ તેને વ્યગ્ર કરી મૂકી હતી. ઘણા સમય સુધી તે પથારીમાં જ એકલી પડી રહેતી.

આજે પણ વિભા પથારીમાં જ હતી. તેની પાસે અન્ય કોઈ હતું નહિ. તે રડતી હતી. દુઃખથી પરિવ્યાપ્ત થઈ તે મનોગત બોલીઃ "શું તેમણે મારો ત્યાગ કર્યો? મારો એવો કયો અપરાધ થયો છે?"

આટલું તે વારંવાર બોલતી બોલતી પોતાનું મોં ઢાંકીને પથારીમાં પડી પડી રડતી હતી. વળી તે બોલવા લાગી: "કંઈ સંદેશો પણ ત્યાંથી નથી આવતો; કોઈ મનુષ્ય પણ ત્યાંથી આવતો નથી. હા! મારા દિવસ કેમ વીતશે?" તેણે આ વાક્ય પૂરું કર્યું ત્યાંજ "મહારાણીજીનો જય થાઓ" એમ મુખથી બોલતો અને મસ્તકથી

પ્રણામ કરતો મોહન તેની પાસે આવીને ઊભો રહ્યો. આનંદરૂપ પર્જન્યની વૃષ્ટિ કેમ જાણે ન થઈ હોય તેમ વિભાના હૃદયમાં શાંતિ થઈ. તે ચકિત થઈ બોલીઃ "મોહન, તું કેમ આવ્યો ?"

"માજી, મને લાગ્યું કે, તમે મને વિસરી ગયાં હશો. તમને મારૂં સ્મરણુ કરાવવા હું આવ્યો છું."

મોહનને ઘણી વાતો પૂછવાની વિભાને ઉત્કંઠા હતી. પણ લજ્જાળુ બાળાથી તેને એક શબ્દ પૂછી શકાયો નહીં. ચન્દ્રદ્વીપ-નરેશના કુશળ વર્તમાન જાણુવા વિભા અત્યંત આતુર હતી.

વિભાનું શુષ્ક મુખ જોઈ મોહન બોલ્યોઃ "માજી, તમારો ચહેરો કેમ ઉદાસ દેખાય છે ? કેમ જરાપણુ ઉત્સાહ જણાતો નથી ? માજી, તમે મારૂં કહ્યું માનો તો કહું. હવે તમે ચન્દ્રદ્વીપ આવો, તો ઠીક. અત્રે તમારી સંભાળ લેનાર કોઈ જણાતું નથી !"

વિભા ફીકું ફીકું હસી પણ તેણે ઉત્તર વાળ્યો નહીં. તેનાં નેત્રોમાંથી અશ્રુની ધારા વહેવા લાગી. તેના શ્વેતવર્ણા ગાલ ઉપર મોતીની સેર સમાન ચળકતી એ ધારા નીચે સરી પડી. તેણે અશ્રુ અટકાવવાનો પ્રયત્ન કર્યો પણુ તે વ્યર્થ નીવડ્યો. કંઈક સમય પર્યન્ત અપમાન સહન કર્યાં પછી માન મળતાં જે પ્રકારની હર્ષમિશ્રિત ગ્લાનિ મનમાં ઉત્પન્ન થાય છે, તેવીજ ગ્લાનિ વિભાના કોમળ પ્રેમપૂર્ણ હૃદયમાં ઉત્પન્ન થતાં તે રડતી હતી. મોહન દુઃખી થતો બોલ્યોઃ "રાણીજી, તમે રૂદન કરો છો તે મારાથી જોઈ શકાતું નથી. હું તમને ચન્દ્રદ્વીપ પધારવાનું નિમંત્રણુ કરવા આવ્યો છું. એવે શુભ અવસરે આપ વિલાપ કરો એ શું યોગ્ય છે ? હસતે વદને આપ મારી સાથે પ્રયાણુ કરો. આજનો દિન અતિ શુભ છે."

"હું ભાઈને મળી આવું છું અને પછી તને જવાબ આપું છું." એમ કહી વિભા ઉદયાદિત્ય પાસે ગઈ.

ઉદયાદિત્ય આ વખતે એકલો જ બેઠો બેઠો કંઈ વિચારો કરતો હતો. વિભાને જોઈ તે બોલ્યોઃ " બહેન, શા વર્તમાન છે ? "

વિભાઃ " મોહન આવ્યો છે અને મને પોતાની સાથે ચન્દ્રદ્વીપ આવવા કહે છે. "

યુવરાજઃ " ઘણી જ સારી વાત છે. તું સાસરે જાય છે તેથી મને ઘણો આનંદ થાય છે. જા, ખુશીથી જા, હું આશીર્વાદ દઉં છું કે, તું ત્યાં સુખી થજે અને લક્ષ્મીસ્વરૂપ થઈને તારા પતિનું ગૃહ દીપાવજે. " ઉદયાદિત્યનાં ચરણ પકડીને વિભા રડવા લાગી. ઉદયાદિત્યની આંખમાં પણ આંસુ દેખાયાં. તે બોલ્યોઃ " વિભા, શા માટે રડે છે ? તને અહીં સુખ જ શું હતું ? ચારે તરફ દુઃખ, કષ્ટ અને શોકનું જ સામ્રાજ્ય પ્રસરેલું હતું. આ તુરંગમાંથી હવે તારો છૂટકો થયો ! "

વિભા હવે જવા લાગી. યુવરાજે તેને કોઈ કોઈવાર ખુશીના સમાચાર મોકલાવતા રહેવા સૂચવ્યું.

"વિભાએ મોહન પાસે જઈને કહ્યુંઃ " હું તો કંઈ આવતી નથી !" મોહન વિસ્મિત બની ગયો. " શું તમે નહીં આવો, માજી ? શા માટે ? "

વિભાઃ " અત્યારે મારાથી આવવાનું બની શકે તેમ નથી. ભાઈ એકલા છે. એમને મૂકીને શી રીતે અવાય ? મારે ખાતર એ બધાં દુઃખ સહન કરે છે. તો મારાથી સુખ ભોગવવા ત્યાં કેવી રીતે આવી શકાય ? ભાઈનું દુઃખ ઓછું થશે ત્યાં સુધી તેમની સંગાથે જ હું રહીશ. મારી પછી એમની સુખવ્યવસ્થા બીજું કોણ કરે તેમ છે ? "

અંતઃપુરમાં ખબર પડી ગઈ કે, વિભાએ સાસરે જવા ના પાડી. રાણીએ તેની પાસે આવીને તેને ખૂબ સમજાવીને જવા કહ્યું પણ વિભાએ એક જ ઉત્તર દીધોઃ " નહીં, માતા, હું જવાની નથી. "

રાણીને રડવું આવી ગયું. રડતાં રડતાં તેણે કહ્યું: "આવી હઠીલી છોકરી તો મેં ક્યાંયે દીઠી નથી!"

રાણીએ મહારાજા પાસે જઈને આ હકીકતનું નિવેદન કર્યું મહારાજા શાંતિથી બોલ્યા: "જ્યારે તેની જ ઇચ્છા જવાની નથી ત્યારે પછી બળજબરી શા કામની?"

રાણી નિરૂપાય બનીને બોલી: "આપને ચાહે તેમ કરો. હવે હું આ બાબતમાં વચ્ચે પડવાની નથી!"

ઉદયાદિત્ય આ સમાચાર જાણીને વિસ્મિત થયો. તેણે વિભા કને જઈને તેને પુષ્કળ સમજાવી પણ કશો જ ઉત્તર દીધા વિના તેણે તો રડયા જ કર્યું. ઉદયાદિત્યના કથન પર તેણે મુદ્દલે લક્ષ આપ્યું નહિ.

મોહન હતાશ થઈ ગયો. ઉદાસીનતાથી તે બોલ્યો: "માજી, હું રજા લઉં છું પણ ત્યાં જઈને મહારાજાને શું કહું?"

વિભા કાંઈ બોલી નહીં.

મોહને કહ્યું: "ઠીક ત્યારે જાઉં છું." તે વિભાને પ્રણામ કરીને જવા લાગ્યો. વિભા વિશેષ વ્યાકુલ બનીને રૂદન કરવા લાગી. તે અધીરાઈથી બોલી ઊઠી: "મોહન!"

"શું કહો છો, માજી?"

"મહારાજાને બધી વાત કહેજે. મારો અપરાધ તેઓ ક્ષમા કરશે. તેમણે મને બોલાવવા તને મોકલ્યો પણ મારાથી આવી શકાતું નથી, એ કેવળ મારું દુર્ભાગ્ય છે!"

"જેવી આપની આજ્ઞા" મોહને કહ્યું. તે ગળગળો બની ગયો. પુનઃ વિભાને પ્રણામ કરીને તે ગયો. મોહનને આ બાબતમાં કશી સમજ પડી ન હતી. વિભા વિષે તેને બહુ ચિંતા થવા લાગી. સાસરે

આવવા વિભા અત્યાર સુધી ખૂબ તલસતી હતી છતાં અત્યારે આવવા તૈયાર થઈ નહી. એથી મોહન નિરાશ બની ગયો. મોહન એકનિષ્ટ હતો. વિભા પાસેથી આવા નિષ્ટાવાન્ માણસને માનભંગ સ્થિતિમાં જવું પડયું.

વિભા શ્વસુરગૃહે ગઈ નહિ. આંખનાં આંસુ સાફ કરીને, હૃદય વજ્ર સમું બનાવીને તે પોતાના ભાઈની સેવાસુશ્રૂષા કરવામાં તલ્લીન રહી. તે તેની છાયા રૂપ બની રહી. યુવરાજ વાત્સલ્યભાવે એકાદ વાત વિભાને કહેતો ત્યારે કૃતજ્ઞતાથી મોં નીચું રાખી, વિભા સ્મિત કરવા માટે પોતાના બન્ને હોઠ વિકસિત કરતી.

સન્ધ્યાકાળ થયો. વિભા ઉદયાદિત્યના પગ પાસે બેસીને કાંઈક વાત કરતી હતી. એજ વખતે ભાગવતના પ્રપંચના પરિણામ રૂપે પ્રતાપાદિત્યે મંત્રીને પોતાની પાસે બોલાવ્યો અને યુવરાજને કેદ કરવા આજ્ઞા ફરમાવી.

મંત્રીએ કહ્યું: "મહારાજ, ઉદયાદિત્યનું આ કામ હશે, એવું હું માની શકતો નથી. તેના હાથે આવાં કામ થવાં અશકય છે. આવી વાત ઉપર હું કદી વિશ્વાસ કરૂં નહીં. જે કોઈ આ વૃત્તાંત જાણશે તે આશ્ચર્યથી દિંગ થઈ જશે. યુવરાજ કોઈ કાળે આવું કશું ના કરે."

પ્રતાપાદિત્ય: "મને પણ વિશ્વાસ બેસતો નથી. તેમ છતાં, ઉદયાદિત્યને કારાગૃહમાં રાખવાથી હાની શી થઈ જવાની હતી? તેને ત્યાં કશું જ કષ્ટ પડે નહીં, એવી ખાસ કાળજી રખાશે. તે ગુપ્ત રીતે કાંઈ અવળાં કામ કરે નહીં તે માટે જ ફક્ત તેના ઉપર પહેરો રાખીશું. આવી નજરકેદથી તેને કંઈ જ ત્રાસ નહીં થાય."

૨૪

# પરિત્યાગ-પત્ર

મોહન ચન્દ્રદ્વીપ પાછો ફર્યો. રામચંદ્રરાય સન્મુખ એક ગુનેગાર હાજર થયો હોય તેવી રીતે તે ગયો અને તેને તેવી સ્થિતિમાં જોતાં જ રામચંદ્રરાયને રોમેરોમે ક્રોધની જ્વાળા પ્રગટી રહી.

વિભા આવે તે પછી પ્રતાપાદિત્ય અને તેના વંશ સંબંધી ઉપહાસ કરી, વેરની ધૂન શાન્ત પાડવાનો તેણે પોતાના મનમાં વિચાર કરી રાખ્યો હતો. શ્વસુરે અપરાધ કર્યો છે, એમ તેના મનમાં વસેલા વિચારથી તે પોતાની પત્નીને દુઃખ દેવા ધારતો હતો. કેમ બોલવું અને કેવી મશ્કરી કરવી, એ સર્વ તેણે મનમાં ગોઠવી રાખ્યું હતું તેના અંતરના એક છેલ્લા ખૂણામાં વિભાને કષ્ટ આપવાની જરા-પણ ઇચ્છા નહતી. માત્ર તેના અન્ય સંબંધીઓની વાત કાઢી તેને પુષ્કળ લજ્જા પમાડવા અને તેથી ક્ષુલ્લક આનંદ મેળવવા તે

ઇચ્છતો હતો. તે આનંદસાગરમાં એવો તો ઉંડો ઉતરી ગયો હતો કે વિભા નહીં આવે એવો સંશય પણ તેને થયો ન હતો પણ જ્યારે મોહન એકલો જ આવીને ઉભો રહ્યો ત્યારે તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે પૂછવા લાગ્યો, "કેમ મોહન, શા વર્તમાન છે"

"મહારાજા, કાર્ય સફળ થયું નહિ."

"કેમ ? વિભાને શાથી લાવી શક્યો નહિ ?"

"મહારાજ, અહિંથી જ શુકન સારા ગયા ન હતા !"

રામચંદ્રરાય અત્યંત ક્રોધથી બોલ્યા: "ત્યારે તને જવાનું કોણે કહ્યું હતું ! મેં તો ઘણીએ ના કહી હતી પણ તેંજ માન્યું નહોતું ! મોટી શેખી કરતો ગયો હતો !"

મોહન કપાળે હાથ મૂકતો બોલ્યો: "મહારાજ, એમાં મારા કર્મનો દોષ છે. બીજું કાંઈ નહિ !"

રામચંદ્રરાય વિશેષ ક્રોધિત સ્વરે બોલ્યા: "ત્યારે પ્રતાપાદિત્યે જ તેને મોકલી નહીં, એ નક્કી છે. ખરેખર, મારા આજ સુધી થયલાં અપમાનમાં આ સૌથી વિશેષ અપમાન છે. પણ મૂર્ખ, તું જાણે મારી તરફથી ભિક્ષા માગવા ગયો ને તેણે તને તુચ્છકારી કાઢ્યો એવી સ્થિતિ તેં શા માટે આણી ? આવું અપમાન આજ સુધી મારા કુટુંબમાં કોઈનું પણ થયું નહોતું !"

મોહન આટલી વાર નીચું જોઈ રહ્યો હતો. તે ઉંચું જોઇ કંઈક ગર્વથી બોલ્યો: "મહારાજ, આપ આમ શાને આકળા થાઓ છો ? સવિસ્તર હકીકત સમજ્યાજાણ્યા વિના એવો મત બાંધવાની જરૂર નથી. જો સહેજ પણ વાંધો રાજાએ લીધો હોત તો હું બળથી, કળથી, કે, ગમે તેમ પણ રાણીજીને લઈ આવત. આપને ખબર છે કે, હું તેવી પ્રતિજ્ઞા કરીને જ ગયો હતો. હું આપની આજ્ઞા

બજાવવા ગયો હતો – નહિ કે પ્રતાપાદિત્યની આજ્ઞા પાળવા. તે પણ રાજા છે. પણ મારે થોડો જ તેની સાથે સંબંધ છે.'

"ત્યારે પછી કાર્યસિદ્ધિ કેમ થઈ નહિ?"

"મહારાજ, રાણીજીએ પોતે આવવા નાખુશી જણાવી."

મોહનને આ ઉત્તર આપતાં નેત્રમાં પાણી આવ્યાં. તેને ઘણું કષ્ટ થતું હતું. વિભા ઉપર તેને ઘણો વિશ્વાસ હતો ને તેથી જ રામચંદ્રરાયની નાખુશી છતાં તે તેને તેડવા ગયો હતો. પણ તેની આશા નષ્ટ થઈ હતી. વિભાએ તેનું માન રાખ્યું નહીં અને તેથી જ તેનું હૈયું ભરાઈ આવવાથી તે ગળગળો થઈ ગયો!

રામચંદ્રરાય મોહનનો ઉત્તર સાંભળી એકદમ ઉઠીને ઉભા થયા ને એટલું જ બોલી અટક્યાઃ "ઠીક છે." થોડી વાર પછી પાછા બોલ્યા: "આવવાની ના કહી? ઠીક ઠીક, તું દૂર થા અહીંથી. તારૂં મોં જોવા હું માગતો નથી."

બિચારો મોહન ત્યાંથી ગયો! તેને વિચાર આવ્યો કે, આમાં પોતાનો જ દોષ હતો ને પોતાને જે કાંઈ શિક્ષા થાય તે યોગ્ય જ હતી.

આ અપમાનનો કેવે પ્રકારે બદલો લેવો તે વિષે રામચંદ્રરાયે પુષ્કળ વિચાર કર્યો. પરંતુ એક પણ માર્ગ તેને સૂઝ્યો નહિ! તેના મનમાં એક જ વિચાર ઘોળાયા કરતો હતોઃ "પણ તે શા માટે આવી નહીં!" તેણે કંઈ કંઈ ઉર્મિશીળ આશાઓ સેવી હતી પણ તે સર્વ ભંગ થઈ.

બે દિવસમાં તો સર્વત્ર આ વાત જુદા જુદા રૂપમાં ફેલાઈ રહી. પ્રત્યેક જણ એમજ કહેતું કે, "આ અપમાનનો તો અવશ્ય બદલો લેવો જ જોઈએ." પ્રજામાંથી ઘણાઓ વેર લેવાને અધીરા બની ગયા, તો પછી પ્રતિહંસા તરફ ચિત્તવૃત્તિવાળા રામચંદ્રરાય તેમ કરવા

ઉત્સુક હોય એમાં તો આશ્ચર્ય શું ! ! તેના મનમાં પ્રતાપાદિત્ય ઉપર વેર લેવા સિવાયના અન્ય કોઈ વિચારને સ્થાન જ ન હતું ! ઉપરાંત, જો પોતે વેર ન લે તો પ્રજા, નોકર વિગેરે પોતાને માટે હલકો વિચાર બાંધે એવી તેને ભીતિ હતી.

મંત્રીએ આખરે ગૂંચ ઉકેલી. એક દિન દરબારમાં તેણે સૂચવ્યું: " મહારાજ, આપ ફરીથી લગ્ન કરો. "

વિદૂષકે ટીખળ કર્યું: " અને ભલે પછી પ્રતાપાદિત્યની દીકરી એના ભાઈ સાથે ઘર માંડે ! "

રાજા ખૂબ હસ્યો અને બોલ્યો: " રામ, તુ ખરૂં કહે છે ! "

રાજાજી હસ્યા એટલે દરબારીઓ પણ હસવા લાગ્યા. ફક્ત સેનાપતિ હસ્યો નહીં. તેને આ ટીખળથી ગુસ્સો ઉપજ્યો. રામચંદ્ર-રાયના દરબારીઓ માન અને મર્યાદાનું રક્ષણ કરવા આતુર હતા. પરંતુ તે રક્ષણ કરવા કેવી રીતે કરવું એની સમજ તેઓને ન હતી. મંત્રીએ કહ્યું: " આપ ફરીથી લગ્ન કરશો તેથી પ્રતાપાદિત્ય અને તેની રાજકુવરી વિભા ઉભયને યથોચિત શિક્ષા થશે. "

વિદૂષક બોલ્યો: " આ શુભ કાર્ય નિમિત્ત મહારાજા પોતાના શ્વસુર ઉપર કુમકુમ પત્રિકા પાઠવ્યા વિના રહેશે નહિ ! કારણ, તેને તે પત્રિકા મળે નહીં તો અધિક ક્રોધ ઉપજે ! " ભૂદેવે આ વખતે આંખના એવા તો ચેનચાળા કર્યા કે, બધા દરબારીઓ ખૂબ હસી પડયા. કેટલાક દૂર બેઠેલા હતા તેઓ પણ સાંભળ્યા વગર જ હસવામાં ભળ્યા.

ભૂદેવે તેથી ઉત્સાહિત થઈને કહ્યું: " મહારાજ, ફલદાન માટે સધવા સ્ત્રીઓને બોલાવવી જોઈશે. તો યશોહરમાંથી આપનાં સાસુજીને બોલાવજો, અને મિષ્ટાન્નમિતરે જનાઃ એ પ્રમાણે પ્રતાપાદિત્યની દીકરીને

મિઠાઈની એક થાળ મોકલજો. એમાં કાચાં કેળાં પણ ભૂલશો નહીં !"

રાજા તો આ સાંભળીને હસતો હસતો અમળાઈ પડ્યો. કેટલાક દરબારીઓ મોં આડા ખેસ રાખીને હસવા લાગ્યા. પણ સેનાપતિ આ ટીખળ ગમ્યું નહિ તેથી તે ગૂપચૂપ જતો રહ્યો.

દરબારની હાસ્ય-લીલામાંથી રાજાએ ફરીથી લગ્ન કરવું એ નિર્ણય થઈ ચૂક્યો.

રામચન્દ્રરાયના મનમાં તો એમ જ ઠસી ગયું હતું કે, વિભા ચન્દ્રદ્વીપ આવી નહીં, તેનાં કારણ પ્રતાપાદિત્યની ધાક ધમકી અને ઉદયાદિત્યની સલાહ જ હોવાં જોઈએ. પણ 'વિભા સ્વેચ્છાથી આવી નહીં' એવાં મોહને કહેલાં વેણ તેને યાદ જ આવ્યાં નહિ! પ્રતાપાદિત્ય મારૂં અપમાન કરવા ઇચ્છે છે તેથી જ વિભાને આવવા દેતો નથી એવું જ તે માનતો રહ્યો.

અને આ અપમાનનો બદલો લેવો કિયે પ્રકારે, એ વિષે વિચાર કરતાં તેને સ્ફુર્યું કે, વિભાના ત્યાગનો એક પત્ર લખવો. તેણે આ વિષે જેઓની સલાહ લીધી તેમણે તે વિચારને ટેકો આપ્યો અને પરિણામે પત્ર લખાઈ ચૂક્યો કે, "વિભાનો હું પરિત્યાગ કરૂં છું માટે હવે તેને ચન્દ્રદ્વીપ મોકલવી નહીં."

વિભાના ત્યાગનો આવો પત્ર લખીને પ્રતાપાદિત્ય ઉપર મોકલવો એ કાંઈ સહેલું તો ન હતું જ. પણ જેમ ડુંગર ઉપરથી એકાદ પથ્થર ગબડાવ્યો હોય તે વચ્ચે ગમે તેટલી અડચણ નડતાં છતાં પણ ગબડીને નીચે જાય જ તેમ રામચંદ્રરાયે જે નિશ્ચય કર્યો હતો તેમાં વિચાર રૂપ ઘણી અડચણો નડે તોપણ તે નિશ્ચય અમલમાં મૂકાવોજ જોઈએ! મતલબ કે પત્ર લખાઈ તૈયાર થયો ને મોહનને તે લઈ જવા આજ્ઞા થઈ.

મોહને વિનતિ કરીઃ "મહારાજ, મને ક્ષમા કરો. યશોહર તરફ ફરીથી કદી પણ જવું નહિ, એવી મેં પ્રતિજ્ઞા લીધી છે; તેથી મારાથી નહિ જઈ શકાય. હા. જો રાણીજીને તેડવા જવાની આજ્ઞા હોય તો મારી પ્રતિજ્ઞાનો ભંગ કરીને પણ હું ફરીથી જવા તૈયાર છું."

રાજાએ જોયું કે, આ વિષયમાં મોહનને કંઈ પણ વધુ કહેવાથી ફળપ્રાપ્તિ નથી તેથી તેમણે નયનાનંદ નામના એક વૃદ્ધ નોકર સાથે ઉક્ત પત્ર રવાના કર્યો.

વૃદ્ધ નયનાનંદ પત્ર લઈ જવા તૈયાર થયો ખરો પણ તેના મનમાં ઘણો જ ભય હતો. પ્રતાપાદિત્યના ક્રોધી સ્વભાવથી તે પરિચિત હતો અને તેથી જ તે તે ડરતો હતો કે, તેમના હાથમાં આ પત્ર જતાં જ કોણ જાણે તેઓ શું કરશે? પત્ર લઈ જવા ના કહે, તો રાજ્યાજ્ઞા માન્ય ન કર્યાનું શાસન સહન કરવું પડે, તે વૃદ્ધ વયમાં માનહાનિ ગણાય. તેથી તે બિચારો પત્ર લઈ તો ગયો પણ પ્રતાપાદિત્ય સમીપ ન જતાં રાણીને તેણે તે પત્ર આપ્યો.

મહારાજાને કાને આ પત્રની હકીકત જતાં વળી કાંઈક અનર્થ ઉત્પન્ન થશે એવો રાણીને ભય ઉપજ્યો, કોની સલાહ લેવી અને મદદ માગવી તેની તેને સમજ પડી નહિ. આખરે તે શોકાતુર હૃદયે મહારાજા પાસે ગઈ, તેણે પ્રશ્ન કર્યોઃ "મહારાજ, હવે વિભા વિષે કંઈ કંઈ ઉપાય કરવો જોઈએ."

"ઉપાય! શાનો ઉપાય? ઉપાય કરવા જેવું શું બન્યું છે?"

"બન્યું તો કશુંએ નથી પણ કોઈ દિવસ પણ તેને સાસરે તો મોકલવી જ પડશેને?"

"તેની ના પણ કોણ કહે છે? પરંતુ આજે વળી એ વાત ક્યાંથી યાદ આવી?"

"મહારાજ, આપને કોઈ વાતમાં સંશય ઉત્પન્ન ન થાય એમ બનતું જ નથી! કદાચ કંઈ ન ધારેલું બને તો?"

"એટલે?" પ્રતાપાદિત્યે ગુસ્સાથી પૂછ્યું.

"જમાઈરાજ કદી વિભાનો ત્યાગ કરે તો?" રાણી ભયભીત થતી બોલી.

પ્રતાપાદિત્યે એકદમ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. તેનાં નેત્રમાંથી અગ્નિ વર્ષવા લાગ્યો. રાણી, મહારાજની ભયાનક મૂર્તિ જોઈ ધ્રુજવા લાગી. તેણે પોતાની આંખમાંથી નીકળતાં અશ્રુ સાફ કર્યાં. તે બોલી: "મહારાજ, મારું કહેવું કંઈ એમ થોડું જ છે કે તેમણે ત્યાગ કર્યો છે, અથવા કંઈ એવું લખ્યું છે. હું તો માત્ર અનુમાન કરું છું કે, ન કરે ઈશ્વર ને કદાચ તેણે કદી એવું લખી મોકલ્યું તો પછી આપ શું કરો?"

"તેમ કરશે ત્યારે જોઈ લેવાશે! હાલ તેનો વિચાર કરવાનું શું પ્રયોજન?"

રાણી રૂદન કરતી કહેવા લાગી: "મહારાજ, આપ જરાક વિચાર તો કરો કે, જો આવું કાંઈક બન્યું તો, વિભાની શી સ્થિતિ થશે? હું પગે લાગું છું. મારું આટલું વેણ રાખો. વિભા વિષે કાંઈક પણ વિચાર કરો. મારું હૃદય પથ્થરનું જ હોવું જોઈએ; તેથી જ તે ફાટી પડતું નથી! આપે તો દુઃખ જ્યાં સુધી દઈ શકાય ત્યાં સુધી દેવામાં કચાશ રાખી નથી, ઉદયને આપે કેદ કર્યો. એક સાધારણ ગુનેગાર હોય એમ આપે તેને ગણ્યો. તેણે કોઈનાં કાર્યમાં વિઘ્ન નાંખ્યાં નથી—કોઈનો કશો અપરાધ કર્યો નથી. અપરાધ શું, એ પણ તે તો સમજતો નથી. રાજ્યકારભાર કેમ ચલાવવો, એ તેને શીખવવા યત્ન કરવામાં આવ્યા તોયે તે શીખ્યો નથી. પ્રજાસાશન-વિધિની યે તેને ગતાગમ નથી. આવી બધી બાબતોનું જેને જ્ઞાન

નથી તેને શ્રીભગવાને જ શિક્ષા કરી છે, તે ઓછી છે ?''

પ્રતાપાદિત્યઃ " આ બધી વાતો તો મેં બહુવાર સાંભળી છે. તમારે કાંઈ નવું કહેવાનું હોય તો કહો "

રાણી બન્ને હાથે પોતાનું મસ્તક પકડીને બોલી: " શું કહું ? કહું તોપણ આપ તે સાંભળો છો ક્યારે ? મહારાજ, એક વાર વિભા તરફ નજર કરશો ? તે કોઈની સાથે બોલતી નથી, દિવસે દિવસે શરીરે કૃશ થતી જાય છે; જાણે પડછાયો હોય એવી તો તે શ્યામ પડી ગઈ છે; એમ છતાંય તે કોઈ આગળ કશું કહેતી નથી, એનો તો કાંઈ ઈલાજ કરો ?"

પ્રતાપાદિત્યના ક્રોધની માત્રા આ વખતે ઘણી જ વધી ગઈ એટલે ચૂપકીદી ધારણ કરીને રાણી ત્યાંથી જતી રહી. રામચંદ્રરાયે વિભાના પરિત્યાગના મોકલેલા પત્રની જાણ યશોહરમાં રાણી સિવાય અન્ય કોઈને થઈ નહીં.

૨૫

## વસંતરાયની વ્યાકુળતા

યુવરાજને કેદમાં નાંખ્યાના સમાચાર સીતારામે સાંભળ્યા ત્યારે તેના મનને ઘણી કળવિકળ થવા લાગી. પ્રથમ તો તે મંગલાને ત્યાં ગયો ને ત્યાં જઈ, મનમાં આવે તેમ, બોલવા લાગ્યો. તેની તરફ ધસીને તેને મારવાનો તે પ્રયત્ન કરવા લાગ્યો. મંગલાને તેણે કહ્યું: " આ બધું તારે લીધે થયું! રાક્ષસણી, હત્યારિણી! તારૂં કાળું મોઢું કરી, તને શહેરમાં ફેરવું ત્યારે જ હું ખરો. તારૂં ઝૂંપડું બાળી મૂકીશ. યુવરાજની વીંટીનો આવો ઉપયોગ થશે એવું મેં જાણ્યું નહોતું. યુવરાજને ગમે તે પ્રકારે પણ તુરંગમાંથી છૂટા કરાવીશ ત્યારે જ મારૂં નામ સીતારામ! હમણાં તો હું રાયગઢ જાઉં છું ત્યાંથી આવ્યા પછી તારી બરોબર ખબર લઈશ, માટે ચેતતી રહેજે. તારા આ કાળા મોં પર મેશ અને ચુનો લગાડીને તને આખા યે શહેરમાં ફેરવીશ અને તને નગરનિકાલ કર્યા પછી જ હું પાણી પીશ."

મંગલા તો સ્તબ્ધપણે આ બધું સાંભળી જ રહી. થોડીવાર તેવી સ્થિતિમાં રહી. પછી તેણે અટ્ટહાસ્ય કરવા માંડ્યું. હોઠ દાબીને અને દાંત પીસીને ગુસ્સાથી સીતારામ તરફ તેણે મુક્કીઓ ઉગામી જાણે તેનાં ભમ્મર ઉપર પ્રત્યક્ષ મેઘ આચ્છાદિત થઈ ચૂક્યો. તેના વિસ્ફારિત નેત્રમાંથી જાણે વિદ્યુતિ ચમકી. તેના શરીરને પ્રચંડ કંપ થયો. તેણે કેશકલાપ છુટ્ટો મૂકી દીધો. જાણે એકાદ પિશાચિનીનો અવતાર હોય; જાણે મૂર્તિવંત રાક્ષસણી હોય, એવી સ્થિતિમાં તે સીતારામના અંગ તરફ ધસી.

સીતારામ તુર્ત તે ઝૂંપડીમાંથી બહાર જતો રહ્યો. કંઈક સમય પર્યંત મંગલા ક્રોધિત અવસ્થામાં બેઠેલી રહ્યા પછી મનોગત બડબડવા લાગી: "અરે ગાંડા, યુવરાજને કેમ જાણે તેં ખરીદી ન લીધો હોય ?! યુવરાજના ઉપર તો જબરૂ ભયવાદળ આવી પડ્યું છે. તેનો જખ્મ શું તારા કાળજામાં વાગ્યો ? મારા મનની સ્થિતિની તને ક્યારે ખબર છે ? યુવરાજના પર મારો જેટલો અધિકાર છે તેટલો બીજા કોનો છે ? મારી મરજીમાં આવશે તેમ હું એને નચાવીશ ! યુવરાજને કેદમાંથી મુક્ત કરાવનાર તું કોણ ? જોઉં તો ખરી કે, શી રીતે છોડાવે છે તું તેને ?"

સીતારામ તેજ દિવસે રાયગઢ કૂચ કરી ગયો.

દિવસના ત્રીજા પ્રહરમાં વસંતરાય પોતાના આનંદ મંદિરના બહારના ભાગમાં એક ગાયન લલકારતા બેઠા હતા. તેમની આસપાસ બેચાર માણસો બેઠા હતા. વૃદ્ધ વસંતરાયના હાથમાં આજે તેમની માનીતી સિતાર ન હતી. જે દિવસથી યશોહરથી પાછા ફર્યા હતા, તે દિવસથી તેમનું ચિત્ત ઘણું ઉદાસ રહેતું હતું. ગાવામાં પણ તેમનું મન જોઈએ, તેવું ચોંટતું નહિ, છતાં કોઈવાર જેવું તેવું ગાતા હતા. હવે પુનઃ ઉદય અને વિભાનું મિલન થશે નહિ, એ દેવતાનાં દર્શન

થશે નહિ, એ વિચાર તેમના હૃદયમાં દારુણ દુઃખ ઉત્પન્ન કરતો હતો. જે બાલકો તેમનાં ગીત સાંભળીને પ્રસન્ન થતાં, તેઓ આજ તેમની પાસે ન હતાં! અત્યારે રાગરાગિણી યથોચિત રીતે બહાર પડતાં હતાં તથાપિ ચિત્તને ચેન ન હતું. ગત કાલના સુખની સંસ્મૃતિ સન્મુખ ઉપસ્થિત થયા વિના રહેતી નહિ અને તેમ થતાં હૃદય દુઃખથી ભરાઈ આવતું. વસંતરાય બેઠા બેઠા ગાતા હતા એવામાં ખાં સાહેબે આવીને સલામ કરી. તેને જોઈ વસંતરાય કંઈક પ્રસન્ન થયા, ને તેને આવકાર દીધો. તેમણે પૂછ્યું: " ખાં સાહેબ, આજ ઉદાસ કેમ દીસો છો? પ્રકૃતિ તો સ્વસ્થ છે ને?"

"મહારાજ, મારી પ્રકૃતિને માટે કશું પણ પૂછશો નહિ. માત્ર આપને ઉદાસ જોઈ મારા જીવને ચેન પડતું નથી. એક કવિએ કહ્યું છે કે "રાત્રિ કહે છે કે હું કોઈ ચીજ નથી, મેં મારે શિરે જે ચન્દ્ર ધારણ કર્યો છે તે જ સર્વ કાંઈ છે. તે જેમ હસે છે તેમ હું હસું છું, તે મ્લાન દીસે છે ત્યારે હું મ્લાન દેખાઉં છું." તેમ મારો સર્વ આધાર આપના પર છે. આપ ખુશી તો હું પણ ખુશી. આપ પ્રસન્ન ન રહો ત્યારે અમે—આપના સેવક કેમ ખુશી રહી શકીએ?"

વસંતરાય વ્યગ્ર ચિત્તે બોલ્યાઃ ' ખાં સાહેબ, એવું કશું નથી. હું તો પ્રસન્ન જ છું. મારે શું દુઃખ છે? તમને કોણે કહ્યું કે, હું ઉદાસ છું?"

"ત્યારે મહારાજ, આપ અગાઉ માફક કેમ સિતાર સાથે ગાનતાન કરતા નથી? આપ સિતાર ક્યાં બજાવો છો? સિતાર દીઠામાં જ ક્યાં આવે છે?"

વસંતરાયે કહ્યું: "સિતાર તો છે; પણ તેના તાર તૂટી ગયા છે, તેથી તે પડી રહી છે. ચાલો, ખાં સાહેબ, આજ તો તમે

એકાદ ચીજ ઉડાવો." વસંતરાય આમ કહીને પોતાના બોડા માથે ઉપર હાથ ફેરવવા લાગ્યા.

ખાં સાહેબે, વસંતરાયનું કહેવું માન્ય રાખી ગાવું શરૂ કર્યું

ખાં સાહેબે ગીતની છેવટથી કડીના પલ્ટા ઉપર પલ્ટા લીધા. તે વખતે વસંતરાયથી બેસી રહેવાયું નહીં. તેઓ પણ તેજ લીંટીઓ પુનઃ પુનઃ ગાવા લાગ્યા અને એ રીતે ત્યાં સંગીતની ધૂન ખૂબ જામી ગઈ. એટલામાં સીતારામ ત્યાં આવી પહોંચ્યો. વસંતરાયને પ્રણામ કરીને તે બોલ્યોઃ "મહારાજનો જય થાઓ."

વસંતરાયે તેને જોતાંજ ચકિત બની ગાયન બંધ રખાવ્યું; અને અધીરા બની પૂછ્યું "કેમ સીતારામ, એકાએક અહીં કેમ આવ્યો? સર્વ કુશળ તો છે ને? મારો કુમાર મઝામાં છે? વિભાની શી સ્થિતિ છે? સુરમા શું કરે છે?"

ખાં સાહેબ ત્યાંથી રજા લઈ જતો રહ્યો. બીજાઓ પણ ઉઠીને જતા રહ્યા. સીતારામે યશોહરના સર્વ વર્તમાન કહ્યા. યુવરાજને થયેલી કેદની શિક્ષાની વિગત તેણે જણાવી પણ તેનું કારણ જણાવ્યું નહિ. આ વૃત્તાંત સાંભળી વસંતરાયનું મસ્તક ભમવા લાગ્યું. તેમને અતિશય દુઃખ ઉત્પન્ન થયું. તેઓ ઘણો સમય સુધી અસ્વસ્થ પડી રહ્યા બાદ બોલ્યાઃ "શું તું સાચું કહે છે?"

સીતારામઃ "હા, મહારાજ"

પુનઃ કંઈક વખત સુધી સ્તબ્ધ રહ્યા પછી વસંતરાય બોલ્યાઃ "સીતારામ?"

"જી મહારાજ"

"ઉદયાદિત્યને કયે સ્થળે કેદ રાખવામાં આવ્યો છે?"

સીતારામઃ "જૂના કારાગૃહમાં.",

વસંતરાય પોતાના મસ્તક પર હાથ ફેરવવા લાગ્યા. ઉદયને કેદ કરવાનું કારણ શું, એ વિષે તેમણે પુષ્કળ વિચાર કર્યો પણ કારણની કંઈજ કલ્પના કરી શકયા નહિ. સીતારામનો હાથ ઝાલીને તે બોલ્યા: "સીતારામ?"

"જી, મહારાજ"

"કેદમાં ઉદય શું કરે છે?"

"એ તો શી ખબર? બિચારા કારાગૃહમાં પડ્યા છે, એ નક્કી."

"તે બંધનગ્રસ્ત હાલતમાં છે કે?"

"હા, મહારાજ"

"તેને લેશમાત્ર બહાર આવવા દેતા નથી કે?"

"ના, મહારાજ"

"ત્યારે શું તે એકલો જ કારાગૃહમાં છે?"

વસંતરાય આ બધી વાતો કોઈ વિશિષ્ટ વ્યકિતને માટે પૂછતા નહતા. અચાનક શ્રવણ કરેલા દુઃખદાયક સમાચારથી અચંબો પામીને તે વિષે વિચાર કરતાં, પૂછપરછ કરતા હતા. પણ સીતારામને તેવું લાગ્યું નહીં. યુવરાજ કેદખાનામાં એકલો જ છે કે, એ પ્રશ્નના ઉત્તરમાં સીતારામે કહ્યું: "હા, મહારાજ"

વસંતરાય: "સીતારામ, મારી નજીક બેસ. સંકોચ પામીશ નહીં. અહીં તને ઓળખે એવું કોઈ નથી."

૨૬

## કારાગૃહમાં

ઉદયાદિત્યને જ્યાં કેદ કરવામાં આવ્યો હતો તે વાસ્તવિક રીતે કારાગૃહ નહોતું. રાજમહેલ સાથે જોડાયલું એ એક મકાન હતું. રાજવાડાની દક્ષિણે એક રાજમાર્ગ આવેલો હતો અને પૂર્વ તરફ એક કોટ હતો. એ કોટ ઉપર એક સંત્રી પહેરો ભરતો હતો. કોટની અંદર આવેલા જે મકાનમાં ઉદયાદિત્યને કેદ કરેલો હતો, તેને એક નાની બારી હતી. એ બારીમાંથી બહાર નજર કરતાં સામે આવેલું શિવાલય, વન અને આકાશ દેખાતાં.

ઉદયાદિત્યને આ કારાગૃહમાં પ્રવેશ કરાવવામાં આવ્યો ત્યારે સંધ્યાકાળ થયો હતો. બારી તરફ મોં રાખીને તે જમીન પર બેઠો. ક્રમશઃ રાત્રિ પડી. વર્ષાઋતુ હતી. આકાશ મેઘાચ્છાદિત હતું. રસ્તામાં પાણી ભરાયલાં હતાં. એ નિઃશબ્દ રાત્રિમાં એક બે પ્રવાસી સડક ઉપરથી જતા હતા. પાણીમાં તેમનાં પગલાં પડવાથી જે છબ છબ

અવાજ થતો હતો તે બારીમાંથી શ્રવણે પડતો હતો. કોટ પર પહેરો ભરતો સંત્રી આમ તેમ ફરતો હતો તેનાં પગલાંનો અવાજ પણ સંભળાતો હતો. જેમ જેમ રાત વીતતી ગઈ તેમ તેમ પહેરેગીર બદલાતા ગયા. તેમના દીર્ઘસ્વર પણ યુવરાજને કર્ણગોચર થતા રહ્યા. એ વખતે આકાશમાં તારાગણનું નામોનિશાન નહોતું, યુવરાજને એ આખી રાત નિદ્રા આવી નહીં.

વિભા સંધ્યાકાળે રાજબાગમાં ફરવા ગઈ હતી. રાજમહેલનાં માણસો એકઠાં મળીને માંહે માંહે પૂછપરછ કરતાં હતાંઃ "શું થયું?" "બનાવ શો બન્યો છે?" બધાંની આંખ આંસુછલ્લોછલ્લ હતી. સ્ત્રીઓ લાંબા નિસાસા નાંખીને વિવિધ પ્રકારની કલ્પનાઓ કરતી હતી. પણ વિભા તેઓની અંદર ન હતી; કારણ કે, ચિત્તની અસ્વસ્થતા દૂર કરવા તે ઉદ્યાનમાં ફરવા ગઈ હતી. આજ પ્રભાતના પહોરથી જ સૂર્ય વાદળઢાંકયો ઉગ્યો હતો; સૂર્યાસ્ત પણ એ રીતે જ થયો. માત્ર પશ્ચિમ દિશામાંથી એક સુવર્ણરેખા જણાતી હતી. પણ તે યે થોડીક ક્ષણમાં લુપ્ત થઈ ગઈ. ધીમે ધીમે ગાઢ અંધકાર પ્રસર્યો. દિશાઓને અંધકારે આવરી લીધી. પંક્તિબદ્ધ આમ્રવૃક્ષનાં જૂથ પણ અંધકારથી ગ્રસિત થયાં. અંધકારનો સકળનિધિ જાણે તે જ સ્થળે પૂરેપૂરો ભર્યો ન હોય એમ લાગવા માંડયું. એ નિધિ જોતાં કોઈને એવી ભાવના થાય કે, અંધકાર રૂપી આ કરાલ પુરુષ પોતાના હજારો પગપર આધાર રાખીને ઉભો છે તે શું આખા યે જગતનું ભક્ષણ કરવા માટે?

પ્રકાશ ક્ષીણ થતો ગયો અને રાત્રિ જામવા માંડી. વિભા એક બકુલ વૃક્ષ નીચે બેઠેલી હતી. સદૈવ ભયત્રસ્ત પ્રકૃતિની વિભાને અત્યારે જાણે ભય લાગતો ન હોય તેમ તે એકલી બેઠેલી હતી. અંધકાર વધ્યો ગયો. તેને લાગવા માંડયું કે, "મારા પગ નીચેથી કોઈક ધરણી ખસેડે છે; જાણે મારાં સુખ, શાંતિ હરી લે છે અને સંસારના કિનારા પરથી હડસેલીને અગાધ અંધકારના સમુદ્રમાં

ફેંકે છે! એ સમુદ્રને તળીએ હું જઈ પડી છું અને ત્યાં જ ચાલું છું!" જાણે પોતાના માથા ઉપરનો અંધકાર વધતો જતો હોય તેમ તેને ચોમેર શૂન્યતા ભાસવા માંડી. આ વખતે પોતાનો સર્વ આધાર પોતાનાથી દૂર દૂર છે – ઉપર આકાશમાં રહી ગયો છે, એમ એને લાગવા માંડ્યું. આકાશ પ્રતિ લક્ષ્ય જતાં ત્યાં તેને અનંત વસ્તુ દેખાઈ. સૂર્યપ્રકાશ ત્યાં હતો. ખેલ, ઉત્સવ, આનંદ બધું જ ત્યાં હતું. હા! અહીં કોણે પોતાને નિષ્ઠુરતાથી પકડી રાખી છે? એ આનંદપૂર્ણ સ્થળે ઉડી જવા, નાસી જવા, તેને કિયું પાષાણહૃદય રોકી રહ્યું છે? એવું નિષ્ઠુર કોણ છે, કે જે પોતાને ત્યાં જવા દેતું નથી?

વિભાને આજ દિવ્ય દૃષ્ટિ પ્રાપ્ત થઈ. આ ઘનઘોર અંધકારમાં વિધાતાએ જાણે વિભાનું લખેલું અદૃષ્ટ ભવિષ્ય તે વાંચતી હતી. કદાચ તેથી જ અત્યારે તેની આંખમાં અશ્રુબિન્દુ ન હતાં. તેનો દેહ નિશ્ચલ હતો. આંખો ખુલ્લી હતી.

બે પ્રહર રાત્રિ વીતી. વાયુ જરાક વધારે જોરથી વાવા લાગ્યો. અંધારામાં વૃક્ષ હાલવા લાગ્યાં. જાણે તેથી જ એક બાજુએ જઈને એક બાલકની માફક વાયુ "હુંઉઉં.......હુંઉઉં." કરતો રૂદન કરવા લાગ્યો! જાણે એક અતિ દૂર આવેલા સમુદ્રકિનારા પરથી રડતાં બાળકો સાદ દઈ રહ્યાં હતાં: "મા, મા" એ સ્વર માતૃ-સ્નેહપૂરિત હતો, પણ શતલક્ષયોજન ઘોર અંધકાર ભેદીને વિભાના કર્ણદ્વારે અથડાયો. વિભાનું હૃદય અધીર બની ઉઠ્યું. તે બોલી ઉઠી: "કોણ છો, તમે? ક્યાં છો, તમે? કેમ રડો છો? કારણ કહોને?" વિભાને એમ લાગ્યું કે, પોતે એ રૂદનસ્વરનો શોધ કરતી ઘોર અંધકારમાં માર્ગક્રમણ કરતી હતી. પણ માર્ગનો અંત આવ્યો નહિ! અથવા રડતાં બાળક મળ્યાં નહિ! કેવળ વાયુહીન, શબ્દહીન, દિન-રાત્રિવિહીન, જનશૂન્ય, પ્રકાશશૂન્ય અને દિશાશૂન્ય, મનોમય, ઘોર

અંધકારમાં ઉભી ઉભી બાલકોનું રૂદન તે સાંભળતી હતી–વિહ્વલ બનતી હતી. વાયુનું હલનચલન વિભાની મનઃસ્થિતિ આ પ્રકારે કરી રહ્યું.

વિભાએ અનિદ્ર રાત્રિ વ્યતીત કરી. બીજે દિવસે તેણે ઉદયાદિત્ય પાસે કારાગૃહમાં જવા પુષ્કળ પ્રયત્ન કર્યા પણ ત્યાં જવાની મનાઈ હતી તેથી તે લાચાર બની. આખો દિવસ રડવામાં જ વીતાવ્યા પછી તે પ્રતાપાદિત્ય પાસે ગઈ: તેને પગે પડીને જ્યારે તે ખૂબ રોઈ ત્યારે તેને પરવાનગી મળી. બીજે દિન પ્રભાત થતાં તરત જ વિભા કેદખાનામાં ગઈ. તેણે જોયું કે, ભાઈ પલંગ પર ન હતો; ગાદીતકિયા પર ન હતો; પણ જમીન પર બેઠેલો હતો, બારીમાં માથું રાખીને તે ઉંઘતો હતો! આ જોઈને વિભાએ કષ્ટથી પોતાનું રૂદન ખાળ્યું, ધીમે પગલે તે યુવરાજ નજીક જઈને બેઠી. થોડી વારે જંગલમાં પક્ષીઓ જાગીને કિલબિલાટ કરવા મંડ્યાં; પહેરેગીરે રાતભર જાગીને થાક અનુભવ્યો હતો તેથી સૂર્યોદય થતાં ભૈરવી લલકારવા માંડી. ભગવાનના મંદિરમાંથી શંખ, ઘંટા, ઢોલ ઈત્યાદિ વાગવા માંડ્યાં.

એકાએક ઉદયાદિત્ય જાગ્રત થઈ ગયો. જુએ છે તો, સન્મુખે વિભા બેઠેલી હતી! "બહેન, આટલી બધી વહેલી કેમ આવી?" આસપાસ જોઈને તેણે પૂછ્યું: "હું ક્યાં છું?" પોતાની સ્થિતિનો તેને ખ્યાલ આવતાં જ દીર્ઘ ઉચ્છ્વાસ લઈને તે બોલ્યો: "અહા, વિભા, તું આજ આવી? મેં ગઈ કાલે આખો દિવસ તારી રાહ જોઈ હતી. મને ખાત્રી હતી કે, તું આવ્યા વિના રહીશ નહીં."

વિભાએ ઉદયાદિત્યની આંખમાંનાં આંસુ લોહ્યાં અને કહ્યું: "ભાઈ, જમીન પર કેમ બેઠા છો? પલંગપર બેસોને? ગાદી પર કેમ બેસતા નથી? તમે શરીર પર કશું ઓઢ્યા વિના જ બે દિવસથી જમીન પર પડી રહેલા લાગો છો! એમ કેમ?" વિભા રોવા લાગી.

ઉદયાદિત્ય ધીમા સ્વરે બોલ્યો: "વિભા, પલંગપર સુવાથી કે બેસવાથી હું આકાશ જોઈ શકતો નથી. બારી આગળથી આકાશ સાફ સાફ દેખાય છે; પક્ષીગણ ઉડતાં દેખાય છે; અને મારૂં મન ચાહે છે કે, પક્ષીઓની પેઠે મને પાંખ હોત તો હું પણ તેમની પેઠે આ અનંત આકાશમાં સ્વતંત્રતાથી વિહરતો હોત! આ બારી આગળથી દૂર જાઉં છું તો મને ચોમેર ઘોર અંધકાર દેખાય છે! તે વખતે મને ભરૂસો પડતો નથી કે, ક્યારે મારો છૂટકારો થશે અથવા ક્યારે મારો ઉદ્ધાર થશે? વિભે, આ કારાગૃહમાં બે હાથની આ જે જમીન છે, ત્યાંજ આવતાં અને બેસતાં મને લાગે છે કે, હજી હું સ્વતંત્ર છું. કોઈ રાજા કિંવા મહારાજા મને કેદ કરી શકે તેમ નથી, પણ આ પલંગ મને નથી ગમતો. મારા બન્દીવાસનું સંમરણ જ તે નિરંતર મને કરાવે છે!"

વિભાને જોવાથી ઉદયાદિત્યને ખૂબ આનંદ થયો. વિભાને જોઈ ત્યારે તેને લાગ્યું કે, તુરંગના બધાં દ્વાર ખુલ્લાં થઈ ગયાં. પ્રસન્નતાથી તે વિભા સહિત વાતચીત કરવા લાગ્યો. આવી રીતે ગત બે દિન દરમ્યાન તે બોલ્યો જ નહતો. વિભાને એ આનંદ પ્રસન્નમુખી બનાવી રહ્યો. કોઈના હૃદયના તરંગનાં પરિણામ બીજા પર થાય છે કે કેમ, તેનો સંશય અહીં દૂર થતો હતો. એકના આનંદથી બીજાને ચોક્કસ આનંદ થયો હતો. વિભાનું હૃદય પુલકિત થયું. તેનાં સર્વાંગ આનંદ-લહરીથી ઉછળી રહ્યાં. ઉદયાદિત્યને આનંદિત બનાવવા પોતે સમર્થ છે, એની સમજ આજ તેને પડી. હવે એના હૃદયમાં બળ આવ્યું. આટલા દિવસ સુધી તે ચારે બાજુએ આંધી નિહાળતી હતી; તેનો અંત દેખાતો નહતો; નિરાશાના ભારે બોજાથી તે નમી પડેલી હતી; તે ઉદયાદિત્યની સેવા જ કેવળ બરાબર રીતે કરતી હતી પણ એ સેવાથી ઉદયાદિત્ય સુખી થાય છે એવું આજ સુધી તે સમજી નહતી. આટલા બધા દિવસનો એકંદર પરિશ્રમ આજ સફલ થયો. આજ સુધી પડેલાં શ્રમ—દુઃખ તેણે ગણત્રીમાં ન લીધાં. પ્રાતઃકાળનાં

ઝાકળબિંદુની પેઠે આજ તેનાં નેત્રમાંથી હર્ષાશ્રૂ ચમકવા લાગ્યાં; તેના હોઠ પર હાસ્ય વિલસી રહ્યું.

હવે એક પ્રકારે વિભા પણ કારાગૃહવાસી બની. પ્રતિદિન, ઉષાની ધવલ પ્રભા બારીમાં દેખાય કે તરત જ કારાગૃહનાં દ્વાર ઉઘડતાં અને વિભાની વિમલમૂર્તિ ઉદયાદિત્યની નજરે પડતી. ઉદયાદિત્યનું એક પણ કામ તે નોકર ચાકરોને કરવા દેતી નહીં. બાગમાંથી સુંદર સુવાસિત પુષ્પ વિભા ચુંટી લાવતી અને ઉદયાદિત્યને આપતી. એક પોપટનું પાંજરૂં પણ તે સ્થળે લાવવામાં આવ્યું. મહાભારતનું પુસ્તક પણ રાખવામાં આવ્યું. ઉદયાદિત્ય જ્યારે તે પુસ્તક વાંચતો ત્યારે વિભા તેની પાસે બેસીને સાંભળતી.

પણ કુમારના મનમાં હવે એક બીજી ચિંતા ઉત્પન્ન થઈ. પોતે તો દુઃખસમુદ્રમાં ડૂબેલો છે. બિચારી નવવિવાહિતા સુકુમાર બાલિકાને પણ એ દુઃખ સમુદ્રમાં શા માટે ડૂબવવી ? તે આ વિચારોથી આકળ-વિકળ બની જતો. દરરાત્રે તે નિશ્ચય કરતો કે, હવે વિભાને કહીશ કે, "તું તારે સાસરે જા" પણ ઉષઃકાળ થતાં શીતળ વાયુ અને વિમલ પ્રકાશમાં વિભા ત્યાં આવીને હાજર થતી ત્યારે તેનો નિશ્ચય ડગી જતો. એ સુમુખી આદરયુક્ત દૃષ્ટિથી એને નિહાળી રહેતી; પોતાની મધુર વાણીથી તેની સાથે વાત કરતી ત્યારે તેને દુઃખ થાય એવું કશું જ કહેવાની યુવરાજની હિંમત ચાલતી નહિ. 'કાલે કહીશ' એમ ધારીને તે કહેતો નહીં પણ એવી 'કાલ' આવવાનો સુયોગ જ સાંપડ્યો નહીં. અંતે એક દિન કુમારે દૃઢ પ્રતિજ્ઞા કરી. વિભા નિત્યનિયમાનુસાર આવી એટલે તે બોલ્યો:

"વિભે, તું હવે અહીં રહીશ નહીં. તું તારે સાસરે જા. જ્યાં સુધી તું ત્યાં નહીં જાય ત્યાં સુધી મારા મનને શાંતિ મળવાની નથી. દરરોજ સન્ધ્યાકાળે અંધારામાં કોઈક આવીને મારૂં માથું ખાઈ

નાંખે છે કે, 'વિભા જાણીબુઝીને પોતાને શિરે સંકટ વહોરી લે છે' આથી વિભે, તું ચોક્કસ મારી પાસે ન આવતાં, જેમ બને તેમ જલ્દીથી તારે સાસરે જતી રહે. હું એટલે મૂર્તિમંત શનિગ્રહ છું. મારા દૃષ્ટિપાતથી ચારે દિશામાં વિપત્તિ ધાઈ આવે છે. આથી જ હું તને અતિ આર્જવતાથી કહું છું કે, તું તારે ઘેર જા. તારા પતિનું ગૃહ એ જ તારૂં ગૃહ. તારી કુશળતાના સમાચાર અવારનવાર પાઠવતી રહેજે, એટલે બસ."

વિભા નિરૂત્તર રહી.

ઉદયાદિત્ય કંઈક સમય પર્યંત વિભાના મનોગત ભાવ સમજવા તેના ચહેરા તરફ જોઈ રહ્યો. તેનાં બન્ને નેત્રમાંથી ખળ ખળ આંસુ વહેતાં હતાં. ઉદયાદિત્યને લાગ્યું કે, "હું કેદખાનામાંથી જ્યાં સુધી છૂટીશ નહીં ત્યાં સુધી વિભા મને છોડીને જશે નહીં." પણ તેનું મન વારંવાર પાછું કહેવા લાગ્યું કે, "હું આ કેદખાનામાંથી છૂટવાનો છું જ કયારે ?"

## ૨૭

# વિભાના ભાવિની ચિન્તા

વસંતરાય સીતારામ સાથે યશોહર આવી પહોંચ્યા. 'તમે યશોહર ન જશો.' એમ ઘણાઓએ એમને કહ્યું પણ એમણે માન્યું નહીં. યશોહર આવીને સૌથી પહેલાં તે અંતઃપુરમાં ગયા. વસંતરાય ઓચિંતા જ આવ્યા તેથી વિભાને અચંબો થયો. તેની અવસ્થામાં ચમત્કારિક ફેરફાર થઈ ગયો. કંઈવાર સુધી તો તે વિચારગ્રસ્ત રહી. પથ્થરના પૂતળાની પેઠે તે સ્થિર દેખાઈ. ફક્ત તેનાં નેત્રમાં આશ્ચર્ય અને હોઠમાં અપ્રસન્નતા જ મૂર્તિમંત થતાં હતાં. તેના મુખમાંથી એકકે શબ્દ બહાર પડતો ન હતો; અથવા તેના દેહનું હલનચલન થતું નહતું. જ્યારે આ સ્થિતિમાંથી વિભા, શુદ્ધિમાં આવી ત્યારે તેણે કાકાજીને પ્રણામ કર્યા; તેમનાં ચરણની રજ પોતાને મસ્તકે ધરી. વિભા ઊઠીને ઊભી થઈ ત્યારે તેના તરફ એકીટશે નિહાળી રહીને વસંતરાય બોલ્યા: "વિભે!" એમના મુખમાંથી બીજો કોઈ શબ્દ નીકળ્યો નહીં.

એમના મનમાં હજીયે આશા હતી કે, સીતારામે જે કહ્યું હતું તે ખોટું ઠરે! ખુલ્લું પૂછવા જતાં રખેને વિભા પણ સીતારામ જેવું જ કહેશે, એવો એમને ભય હતો. વિભા તત્કાળ પોતાના પ્રશ્નના ઉત્તરમાં સાચું કહેશે એમ એમને લાગતું નહતું. આથી ફક્ત તેમણે તેનો નામોચ્ચાર કર્યો.

એ પછી વિભાનાં નયન તરફ તેઓ જોઈ રહ્યા. એમના દિલમાંના ભાવ વિભા સમજી ગઈ પણ નિરૂત્તર રહી. એના આનંદ-સમુદ્રમાં જે એકદમ તોફાન ઉત્પન્ન થયું હતું તે દૂર થયું. પૂર્વે જ્યારે વસંતરાય આવતા ત્યારે થતા આનંદોત્સવની સ્મૃતિ તેના મનમાં થતાં જ "હા! એ સુખના દિન ગયા!" એવું તે મનમાં જ બોલી. કંઈક ક્ષણપર્યંત એને પૂર્વકાલિન કલ્લોલ યાદ આવ્યા કર્યો. અહીં એ સુરમા નથી, એ ઉદયાદિત્ય નથી કે જેમના વડે અંતઃપુર ગાજી રહેતું. કેવળ અંધકારમય જગત્‌માં પોતે જ એક માત્ર વિભા—એ સુખભંડારના અવશિષ્ટ અંશ રૂપ રહી છે; કાકાજી સમક્ષ પોતે ચિત્રવત્ ઊભી રહેલી છે, એમ તેને લાગ્યું. અહીં અત્યારે શૂન્યતા હતી—ભયાનકતા હતી. જાણે સમસ્ત સંસાર રૂદન કરી રહ્યો હતો, એવો ભાસ થતો હતો.

વસંતરાયે અંતઃપુરનાં દ્વારમાં ઊભા રહીને ચોમેર નજર નાંખી અને વિભા સિવાય અન્ય કોઈને નહીં જોતાં કરૂણ સ્વરે પૂછયું: "વિભા, શું આ ગૃહમાં અન્ય કોઈ નથી?"

વિભા ઉત્તર દેવા જતી હતી ત્યાંજ એ શૂન્યગૃહ હાહાકાર કરતું જાણે બોલી ઊઠયું: "પહેલાં અહીં જે હતાં તે હવે નથી!"

વસંતરાય બહુ વખત સુધી સ્તબ્ધ ઊભા રહ્યા. છેવટે વિભાનો હાથ ઝાલીને તેમણે ગાવાનો પ્રારંભ કર્યો.

વિભા કનેથી નીકળીને વસંતરાય પ્રતાપાદિત્ય પાસે ગયા. અને વિનયભેર બોલ્યા: "પ્રતાપ, ઉદયને આટલું બધું કષ્ટ શા સારૂ આપે

છે ? તેણે તારો શો અપરાધ કર્યો છે ? જો તેના પર તને પ્રેમ ન હોય, જો ડગલે ને પગલે તે તારા અપરાધ જ કરતો હોય, તો તેને આ વૃદ્ધને સ્વાધીન કર. હું તેને મારી સાથે લઈ જઈશ; અને એવે સ્થળે રાખીશ કે, ફરીથી તે તારી નજરે પણ પડશે નહિ."

પ્રતાપાદિત્યે શાંતિથી તેમનું કહેવું સાંભળ્યા બાદ કહ્યું: "મેં જે કાંઈ કર્યું છે તે પુખ્ત વિચાર કરીને જ કર્યું છે. આ બાબતમાં મારા કરતાં તમે ઘણું ઓછું સમજો છો. મારા ઉપર તમારી સત્તા ચલાવવાની તમે મિથ્યા કોશિષ કરી રહ્યા છો. તમારી પાગલ વાતો મારી આગળ નભે તેમ નથી!"

વસંતરાય ધીમે ધીમે પ્રતાપાદિત્ય પાસે જઈને બેઠા અને તેનો હાથ ઝાલીને બોલ્યા: "પ્રતાપ, પહેલાંની બધી વાતો તું ભૂલી ગયો કે શું ? તને નાનેથી ઉછેરીને મેં મોટો કર્યો છે, એ વાત હવે તને કદીપણ યાદ આવતી નથી કે શું ? જેને તું એક દિવસ પિતા સમાન ગણીને માન આપતો હતો, તેનું આજે આવી રીતે વચન ઉથાપતાં તને શું સંકોચ થતો નથી ? મારો સ્વર્ગસ્થ ભાઈ તને મારા હાથમાં સોંપી ગયો, ત્યારથી મેં તને શું કાંઈ પણ કષ્ટ આપ્યું છે ? તું મારી પાસે નિરાધાર અવસ્થામાં હતો. તું પિતા વિનાનો છે, એવું લગીરે મેં તારા મનમાં કદાપિ આવવા દીધું છે ? મને વૃદ્ધાવસ્થામાં તું મારા કિયા અપરાધ બદલ સંતાપ આપે છે ? મારા ભાઈના સ્નેહનું ઋણ મેં અદા કર્યું, તને સર્વ પ્રકારનાં સુખ આપીને પાળ્યો પોષ્યો, તને ગાદીને લાયક કર્યો, તેના બદલા તરીકે મેં તારી પાસેથી કશું પણ માગ્યું નથી; માગવાની ઈચ્છા પણ નહોતી; પણ આજ લાચારીથી આટલું તો હું માગી લઉં છું કે, તારા પુત્રને કેદમાંથી મુકત કર. આ સફેદવાળા વૃદ્ધનું એટલું કહેવું તો માન્ય રાખ ? આટલી તો ભિક્ષા આપ ?"

વસંતરાયની આંખ આંસુભીની થઈ. પ્રતાપાદિત્યે કંઈપણ ઉત્તર આપ્યો નહીં.

વસંતરાયે આગળ ચલાવ્યું: "મારાં આટલાં નમ્ર વચનની કંઈજ અસર તારા મનપર થતી નથી! તને તેનો કોઈ ઉત્તર આપવો પણ સૂઝતો નથી, એ શું? ભલે, તને મારા કહેવા પ્રમાણે કરવું ગમતું નથી, તો તારી ઈચ્છા! પણ એકવાર મને કુમારને મળવાની ગોઠવણ કરી આપ."

પ્રતાપાદિત્યે કહ્યું: "તેમ નહી બની શકે."

વસંતરાય: "આ જવાબમાં આટલો ભયો ક્રોધ શા સારૂ? કેદખાનાના સાધારણ સિપાઈઓ યુવરાજનું મુખ જોઈ શકે અને હું, તારો વૃદ્ધ કાકો, તેનું મુખ પણ જોઈ શકું નહીં!"

પ્રતાપાદિત્યે ક્રોધથી કહ્યું: "તમે યશોહરમાં ફરી પગ શા માટે મૂક્યો? જાઓ, નીકળો અહીંથી! હવે નહીં માનો તો હું તમારૂં જાહેર રીતે અપમાન કરીશ."

રાગદ્વેષ કિંવા ક્રોધનો જરાકે આવિર્ભાવ નિજહૃદયમાં નહી ધરનાર આ વૃદ્ધ રાજર્ષિ નિરાશ થઈ ને તેની પાસેથી ચાલ્યા ગયા.

વિભાને વસંતરાયનું મ્લાન મુખ જોતાં બહુ દુઃખ થયું. તેમનો હાથ ઝાલીને તે બોલી: "મારી સાથે આવો, કાકાજી." તે તેને પોતાના ખંડમાં લઈ ગઈ. તેણે તેમને ખુરશી પર બેસાડ્યા: ખુરશી હાથીદાંતની હતી. વિભાએ પાનદાની તેમની સમીપ આણીને મૂકી. અને તેમની સામે તે બેઠી. વસંતરાય માટે તે પાનપટ્ટી બનાવવા લાગી. ત્યાં વસંતરાય બોલ્યા: "વિભા, હવે તારા હાથનું બનાવેલું પાનબીડું ખાવાનું મારા ભાગ્યમાં નથી! જે વેળા હું પાન ખાતો તે

વેળા તારા ભાગ્યમાં તે પાન આપવાનું નહતું. હવે આ બોખા મોઢામાં પાનબીડું નાંખીને શા સારૂ મારે તે મોઢું લજવવું ? ”

વિભાનું મુખ ઉતરી ગયું. તેની આંખમાં પાણી આવી ગયાં. વસંતરાયે તે જોઈને કહ્યું : “ વિભા, મને થોડોક વખત તારા દાંત ઉછીના ન આપે, બેટા ? બે પાનબીડાં ચાવીને હું તરત જ તને પાછા આપી દઈશ ! ”

હવે વિભાથી હસ્યા વિના રહેવાયું નહીં; અને વસંતરાયે વિભાના હાથમાંની પાનપટ્ટી લઈને પોતાના મોંમાં મૂકી દીધી.

વિભા બોલી : “ કાકાજી, તમારા વાળ પણ બહુ જ ધોળા થઈ ગયેલા છે. થોડા વખત માટે તો શું પણ હમેશને માટે હું મારા દાંત અને વાળ તમને આપવા તૈયાર છું.”

વિભા પુનઃ પ્રસન્નમુખી બની. એટલામાં વસંતરાયને રાણી તરફથી બોલાવવા એક દાસી આવી. વસંતરાય રાણીના મહેલ તરફ ગયા. વિભા કારાગૃહ તરફ ભાઈ પાસે ગઈ.

રાણીએ વસંતરાયને પ્રણામ કર્યા. વસંતરાયે આશીર્વાદ દીધા : “ ચિરંજીવિની થજે. ”

રાણી બોલી : “ મુરબ્બી, હવે આવો આશીર્વાદ ના આપો. હવે તો હું વહેલી મરી જાઉં તો જ ઠીક ! ”

વસંતરાય વ્યગ્ર થઈ બોલ્યા : “ હરિ ! હરિ ! શું એવો આશીર્વાદ કદી દેવાય ખરો ? ”

“ પણ હવે હું જીવતી રહીને કરૂં શું ? જીવતાં રહેવામાં હવે સુખ નથી. મારા ગૃહમંદિર પર શનિની નજર પડી છે ! ”

વસંતરાયને આ સાંભળીને દુઃખ ઉપજ્યું. રાણી બોલી :

"વિભાના મોં તરફ જોઉં છું, ને મને ખાવું પીવું સુદ્ધાંત સૂઝતું નથી. તેને કંઇક પૂછતાં ઉત્તર દેતી નથી. તેનું શરીર ગળીને કાષ્ટ-માળ થતું જાય છે. એનો શો ઉપાય કરવો, એની સૂઝ મને પડતી નથી."

વસંતરાય ચૂપ રહ્યા. "જુઓ, સર્વનાશનો આ પત્ર આવેલો છે" રાણીએ આમ કહીને રામચંદ્રરાયે મોકલેલો વિભાના પરિત્યાગનો પત્ર વસંતરાયના હાથમાં મૂક્યો.

વસતરાય તે પત્ર વાંચવા લાગ્યા. રાણી મુક્તકંઠે રૂદન કરવા લાગી. પછી બોલી: "મારા નસિબમાં સુખ રહ્યું છે ક્યાં? ઉદયને પણ લવલેશ સુખ મળ્યું નથી! જાણે તે રાજકુમાર નહોય એવું વર્ત્તન તેની સાથે ચલાવવામાં આવ્યું છે! બંદીવાસમાં એની બિચારા-ની શા સ્થિતિ હશે તેની કોને ખબર? મને તેનું મુખ પણ જોવાની મનાઈ છે!"

પત્ર વાંચીને વસંતરાય થોડીવાર સ્તબ્ધ બની ગયા; પછી બોલ્યા: "આ પત્ર બીજા કોઇએ જોયો નથી ને?"

રાણી: "આ પત્ર જોઇને કોને સુખ ઉપજે? વિભાને એની ખબર પડે તો શું એ બિચારી જીવતી રહે?"

"બહુ જ ઠીક કર્યું. આ પત્ર કોઈને બતાવવાની જરૂર નથી. વિભાને તરત જ સાસરે મોકલવાની તજવીજ કરવાની જરૂર છે. અત્યારે માનાપમાનનો વિચાર કરાય જ નહી."

રાણી: "મને પણ એ બરાબર લાગે છે. માનાપમાનના વિચાર શા કામના? વિભા સુખી થાય એ જ મારૂં માન. પણ એ લોકો વિભાને પાછળથી દુ:ખ દેશે, એ વિચારથી મારૂં મન કંપી ઉઠે છે."

" શું ? વિભાને દુઃખ ! ના, ના. શું વિભા દુઃખ ભોગવવા લાયક છે ? વિભા જ્યાં જશે ત્યાં તેનો આદર થશે. આવી સદ્‌ગુણ-ખાણ, પ્રત્યક્ષ લક્ષ્મી સ્વરૂપ: એની અવગણના કોઈ નહિ કરે. રામચન્દ્રરાયે ક્રોધાવેશમાં આ પત્ર લખ્યો હોવો જોઈએ. વિભાને મોકલીશું એટલે એમનો રોષ ઉતરી જશે. " વસંતરાયે કહ્યું.

વસંતરાય સરલ હૃદયથી જેમ માનતા હતા તેમ રાણી માની શકી નહિ.

વસંતરાયે કહ્યું: " રાજમહેલમાં એવી વાત પ્રસારો કે, 'વિભાને ચન્દ્રદ્વીપ મોકલો' એવો રામચન્દ્રરાયનો પત્ર આવ્યો છે. આવી વાત ફેલાશે એટલે વિભા પણ ત્યાં જવા સામે 'ચુંચાં' કરશે નહિ."

## ૨૮

## છૂટકારો

સન્ધ્યાકાળનો સમય હતો. વસંતરાય રાજમહેલ બહાર એકલા વિચારમગ્ન સ્થિતિમાં બેઠા હતા. સીતારામે આવીને નમસ્કાર કર્યા.

વસંતરાય: " કેમ, શા વર્ત્તમાન છે, સીતારામ ? "

સીતારામ: " એ પછીથી કહીશ. હાલ તો આપ પધારો મારી સાથે.

વસંતરાય: " ક્યાં જવાનું છે ? " સીતારામે તેમના કાનમાં કાંઈક કહ્યું. વસંતરાય આશ્ચર્ય પામ્યા અને બોલ્યા :

" શું તું આ સત્ય કહે છે ? " સીતારામે 'હા' પાડી.

વસંતરાય: " હું એકવાર વિભાને મળી આવું. "

સીતારામ: " ના જશો, મહારાજ. ઢીલ થશે તો હાથ આવેલી બાજી જતી રહેશે. "

વસંતરાય : "એમ ? તો ચાલ, વિભાને મળવા કશું કારણ નથી."

બન્ને ત્યાંથી ચાલ્યા. થોડેક દૂર જતાં વસંતરાય બોલ્યા:

"સ્હેજ ઢીલ થશે તો શું કાર્ય પાર ઉતરશે નહિ ?"

સીતારામ : "ના, મહારાજ. વિલંબ થયો કે આપણે વિપત્તિમાં પડયા, સમજો !"

"જય, દુર્ગે" એમ કહીને વસંતરાય રાજમહેલમાંથી બહાર નીકળ્યા.

વસંતરાયના આગમનની ખબર યુવરાજને પડી ન હતી. વિભા પણ તેમના વિષે કંઈ જાણતી નહતી. વસંતરાય અને ઉદયાદિત્યને મળવાની મનાઈ હતી તો પછી ઉદયાદિત્યને તેમના વિષે સમાચાર આપીને કષ્ટ ઉત્પન્ન કરવું શા માટે ? સાયંકાળે વિભા કારાગૃહમાંથી આજ ઉદયાદિત્યને મળીને વહેલી રાજમહેલમાં ગઈ હતી. યુવરાજ કેદખાનામાં એક પુસ્તક વાંચતો બેઠો હતો. બારીમાંથી મંદ મંદ વાયુ લહરીઓ આવતી હતી. દીપકની જ્યોત તેને લીધે સહેજ કંપાયમાન થતી હતી. પુસ્તકમાંના અક્ષરો આથી સ્પષ્ટ વંચાતા ન હતા. નાનાં નાનાં કુદાંઓ દીવા પર આવીને પડતાં હતાં. આથી દીવો બુઝવી નાંખવાનું યુવરાજને મન થયું. એવામાં જોરથી પવનનો એક ઝપાટો આવતાં દીવો બુઝાઈ ગયો. યુવરાજે પુસ્તક બંધ કર્યું. તે બિછાનામાં જઈને બેઠો. તેનાં નેત્ર સન્મુખ અનેક ચિંતાઓ ઉપસ્થિત થઈ. તેને વિભા યાદ આવી. વિભા હંમેશ કરતાં આજે તેને મળવા સહેજ મોડી આવી હતી અને વહેલી જતી રહી હતી. વિભા આજ અત્યંત ઉદાસ દેખાતી હતી. યુવરાજનું આ સંસારમાં વિભા સિવાય બીજું કોઈ ન હતું. વિભા શા માટે અધિક ઉદાસ હતી, એ સવાલ તેને

મુંઝવી રહ્યો. તેને ચેન પડ્યું નહિ. કારાગૃહમાં દિવસભર તેણે અન્ય કોઈને દીઠું ન હતું. સાયંકાળે વિભાને જ દીઠી હતી. તેના ચિત્તના વિશ્રામ સ્થાન રૂપ વિભા જ હતી. વિભાની સરળતા, વિભાની મધુરી વાતચીત વગેરે યાદ આવતાં જેમ તૃષાર્ત્ત માનવીને એક ટીપું જળ મળતાં આનંદ થાય તેમ યુવરાજને આનંદ થયો. આ જનશૂન્ય કારાગારની કોટડીમાં એકલો બેઠો બેઠો યુવરાજ વિભા વિષે જ વિચાર કરી રહ્યો: "વિભાને શું મારા ઉપર કંટાળો આવ્યો હશે?" તેના મનમાં શંકા ઉઠી: "નક્કી, તેને કંટાળો આવ્યાથી જ તે આજ મને મળવા મોડી આવી અને વહેલી જતી રહી! આવતી કાલે કદાચ આથી પણ વધારે મોડી આવશે! અથવા, મારે તેની રાહ જ જોયા કરવી પડશે! તે આવશે કે નહીં? સહવાર, બપોર, સંધ્યાકાળ–બધો વખત હું રાહ જોઈશ અને કદાચ વિભા કાલે આવશે જ નહીં! આ આનંદશૂન્ય કારાગૃહમાં મારા જેવી અભાગી મલિન મૂર્ત્તિ સંબંધી, વિભાના સુખના માર્ગમાં મારા જેવા કંટકસમાન માનવી સંબંધી, વિભાને વિરક્તિ આવે એમાં નવાઈ નથી! મારા પ્રત્યે તેને અભાવ ઉત્પન્ન થાય, એ સંભવિત છે! એટલે, હવે આ કાલકોટડીમાં તેને હું મુદ્દલે જોઈ શકીશ નહીં!" યુવરાજનું મન ક્ષુબ્ધ થઈ ગયું. "વિભા હવે મારી પાસે આવશે નહિ" એ અંતિમ કલ્પનાથી તેનું ચિત્ત વ્યાકુલ બની ગયું. કલ્પના–સામ્રાજ્યમાં આજે ચારે પાસ તેને ભયાનકતા ભાસવા માંડી. તે એકદમ બોલ્યો: "અરેરે! એક દિવસ અવશ્ય એવો ઉગશે, જ્યારે વિભા પણ સ્નેહશૂન્ય દૃષ્ટિથી મને પોતાના સુખના માર્ગના કંટક રૂપ ગણશે!"

"પરંતુ હું યે શું સ્વાર્થપરાયણ નથી?" યુવરાજ પુનઃ મનોગત ગણગણ્યો: "મારા સુખ સાટે વિભાના સુખમાં અંતર પાડવું શું ઉચિત છે? વિભા પ્રત્યે સ્નેહભાવ દાખવતાં હું તેના પ્રત્યે ખચીત ભયાનક શત્રુત્વ દાખવી રહ્યો છું. મારૂં એ કાર્ય શું અનુચિત

નથી ?" અને યુવરાજે વારંવાર પ્રતિજ્ઞા કરી કે, "હવે હું વિભા પ્રત્યે પ્રેમ નહિ કરૂં." આમ છતાં વિભાને પોતાના હૃદયમાંથી દૂર કરવાની કલ્પના માત્ર તેને અસહ્ય થઈ પડતી હતી. તે અધીર બનીને અપાર શોકસાગરમાં નિમગ્ન થઈ જતો હતો; અને એક ડૂબતી મ્રિયમાણ વ્યક્તિ પ્રમાણે વિભાની કાલ્પનિક મૂર્તિને વ્યાકુલતાથી તે વળગી પડતો !

તે વખતે એકાએક જે કેદખાનામાં યુવરાજ હતો તે કેદખાનામાં શોરબકોર થઈ રહ્યો: "આગ! આગ!" યુવરાજ વિચારગ્રસ્ત સ્થિતિમાં આ વખતે બારી નજીક બેઠો હતો. બૂમ સાંભળીને તે ચોંક્યો. તેને લાગ્યું કે દરવાજાની પાસે જ આગ લાગી જણાય છે. તેણે ત્યાંથી તે તરફ નજર કરી. આગના ભભૂકા દેખાતા હતા. એટલામાં ઝડપથી દરવાજો ખોલી એક મનુષ્ય અંદર આવ્યો. યુવરાજે પૂછ્યું: "કોણ ?"

તે મનુષ્યે ઉત્તર આપ્યો: "જી, સીતારામ. આપ બહાર આવો. કારાગૃહમાં આગ લાગી છે. આપણે શીઘ્ર અત્રેથી નીકળી જવું જોઈએ—" એમ કહી કુમારના ઉઠવાની કે ચાલવાની રાહ ન જોતાં તે તેને ઉચકીને બહાર લઈ ગયો. કેટલે દિવસે આજે યુવરાજ ખુલ્લી હવામાં આવ્યો. આકાશનાં દર્શન આજે ઘણે લાંબે સમયે થયાં. મંદવાયુ તેના શરીરને સ્પર્શ કરી શાન્તિ આપવા લાગ્યો. અન્ધકારમય રાત્રિમાં અસંખ્ય તારલા નભપટમાં ચમકતા હતા.

વિસ્તૃત મેદાનમાં હરિયાળાં ઘાસ પર ઉભાં રહેતાં યુવરાજને અનિર્વચનીય અત્યાનંદ થયો. એ આનંદ કેટલેક ક્ષણ પર્યન્ત અનુભવ્યા પછી તેણે સીતારામને પૂછ્યું: "હવે આપણે ક્યાં જવાનું છે ?"

"તમે મારી પાછળ આવો."

આગ જોત જોતામાં વધી ગઈ. પહેરેગીરો આમતેમ હાંફળાફાંફળા દોડવા લાગ્યા. પહેરેગીરોને રહેવાની કોટડીઓ પણ ત્યાં જ હતી તેથી કેટલાએક પોતાનો સરસામાન બચાવવા ત્યાં દોડયા. કેટલાએક આગ બુઝાવવા પ્રયાસ કરવા લાગ્યા. જ્યાં ત્યાં ચોગરદમ ધાંધલ થઈ રહ્યું.

એવામાં એક સ્ત્રી દોડતી દોડતી ત્યાં આવી. તે આગ બુઝાવનારા પહેરેગીરોને કંઈ કહેવા માગતી હતી પણ આ ધાંધળમાં કોઈએ તેના તરફ લક્ષ આપ્યું નહીં. કોઈએ તેને ગાળો દીધી, કેટલાકે તેને કહ્યું : " યુવરાજ નાસી ગયા તેમાં તારું શું ગયું ને અમારું પણ શું જાય છે ? તેનો જવાબ ત્યાં પહેરો ભરનાર સિપાઈને દેવાનો છે ! " એમ કહી સૌ પોતપોતાને કામે મંડયા. તે સ્ત્રીને આથી ઘણો ક્રોધ ચઢયો. એક માણસ તેને સામો મળ્યો. તેને જોરથી પકડીને તે બોલી : " તમે લોકોની આંખમાં ધૂળ નાંખવામાં આવી છે ! રાજાની નોકરી કરવી જ ભૂલી ગયા છો કે શું ? તમે ફાંસીએ ચઢશો ! " તે એક બળતું લાકડું લઈ પહેરેગીરો તરફ ધસી ગઇ. તે એક જણને મારવા ગઈ. તેજ વખતે તે પહેરેગીરે તે લાકડું એના હાથમાંથી પડાવી નાંખી તેને ખૂબ માર માર્યો. તે સ્ત્રી ઉગ્ર બની ગઈ. એક છંછેડાયલી વાઘણ જેવી તે દેખાતી હતી. ગુસ્સાભરેલું તેનું મોઢું પિશાચિનીનો ખ્યાલ આપતું હતું.

આ સર્વ ગડબડ ચાલી રહી હતી તે દરમ્યાન સીતારામ યુવરાજને લઈ ખાડી તરફ ગયો. ત્યાં એક નાવ બાંધેલી હતી. તેમાંથી એક વ્યકિતએ બહાર આવીને પૂછ્યું; " કેમ ઉદય, આવ્યો કે ? " કુમારે સ્વર પારખ્યો. તેને ઘણો આનંદ થયો. સંસારમાં જે કાંઈ સુખ કે જે કાંઈ આનંદ હોય તે બધાં આ સ્વર સહિત મિશ્રિત થયેલાં તેને લાગ્યાં. કેદખાનામાં કંઈકવાર સ્વપ્નમાં બંસીનો સ્વર

સાંભળી તે જાગી ઉઠચો હતો. એવો મધુરો સ્વર અત્યારે તેણે સાંભળ્યો. પણ તે ઘણું આશ્ચર્ય પામ્યો. હજુ તો સ્વપ્ન કે સત્ય તેનો વિચાર તે કરતો હતો એટલામાં વસંતરાય તેની પાસે આવ્યા અને તેને છાતી સાથે ચાંપીને તેમણે કહ્યું: “ ચાલ, આવ નાવ ઉપર. ”

યુવરાજે પૂછ્યું: “ કેમ ? ”

સીતારામે કહ્યું: “ યુવરાજજી, હાલમાં ખુલાસો કરવાનો સમય નથી. કાકાજી, કહે છે તેમ આપ કરો. વિલંબ થતાં પહેરેગીરો આવી પહોંચશે તો સર્વ બાજી ઉંધી વળી જશે. ”

યુવરાજે પ્રશ્ન કર્યો: “ ત્યારે શું આપણને નાસી જવાનું છે ? ”

વસંતરાયે ઉત્તર આપ્યો: “ હા. હું તને ચોરીને લઈ જાઉં છું. આ દેશ પાષાણહૃદયી લોકોનો છે. અહીંના લોકોનો તારાપર પ્રેમ નથી. વ્યાઘ્રના રાજ્યમાં હરણું નિશ્ચિંતતાથી ન રહી શકે. તું મારી સાથે રહેજે. હું તને મારા હૃદયમાં ગુપ્ત રાખીશ. મારે ત્યાં તને કાંઈ પણ સંકટ નહિ નડે. ”

યુવરાજે થોડીવાર વિચાર કર્યા પછી કહ્યું: “ નહિ, કાકાશ્રી ! આવી રીતે યશોહર છોડી જવું મને યોગ્ય લાગતું નથી. મારી બહેનનું શું થશે ? ”

વસંતરાય: “ મારા પર તને સ્નેહ નથી ? મારા પરથી તારો વિશ્વાસ જતો રહ્યો ? હું તને દુઃખી કરીશ, શું ? વિભાની પણ યોગ્ય વ્યવસ્થા શું હું નહીં કરૂં ? ”

“ રાજભવનમાં જઈ પિતાજીની આજ્ઞા લઈ આવું. તેમની ક્ષમા માગી આવું. ક્ષમા માગતાં મને રાયગઢ આવવાની આજ્ઞા મળશે એમ હું ધારૂં છું. ”

વસંતરાયે અધીરાઈથી કહ્યું: "ના, ના. તેમ તો થાય જ નહિ. એમાં કંઈ જ વળે એમ નથી."

ઉદય: "તો હું કારાગૃહમાં પાછો જઈશ."

વસંતરાયે બલપૂર્વક તેનો હાથ પકડીને કહ્યું: "જા તો ખરો! નહીં જવા દઉં!"

ઉદય: "આ નિર્ભાગીને ખાતર તમારા શિર પર શાને વિપત્તિ વહોરી લ્યો છો?"

"અત્રેથી તને લઈ જવાનું બીજું પણ કારણ છે. તારે લીધે વિભા પણ જાણે એક પ્રકારનું કેદખાનું જ સેવતી હોય; એવી તેની સ્થિતિ થઈ છે; પોતાના નવયૌવનમાં તે પોતાના સુખનો ત્યાગ કરીને રહે એ શું તને ગમે છે? તારી એવી ઈચ્છા તો ન જ હોય કે તેણે પોતાનું જીવન આવી દુઃખદ સ્થિતિમાં પસાર કરવું? ખરૂં પૂછાવે તો, કેવળ વિભાને ખાતર જ હું તને છોડાવી જઉં છું." બોલતાં બોલતાં વસંતરાયનું હૃદય સ્વાભાવિક રીતે ઉભરાઈ આવ્યું.

યુવરાજે કહ્યું: "ઉભા રહો કાકા, હું આવું છું પણ પહેલાં મને બે પત્રો લખવા છે, તે લખવા દેશો?"

સીતારામે કહ્યું: "લખવાનાં બધાં સાધન નાવમાં તૈયાર છે."

યુવરાજે એક પત્ર પોતાના પિતાને લખ્યો. તેની અને રાણીમાતાની ક્ષમા માગી. અને બીજો વિભાને લખ્યો. વિભાના પત્રનો મજકુર નીચે પ્રમાણે હતો: "બહેન, તને ઘણી વાતો લખવાનો વિચાર આવે છે પણ સમય ન હોવાથી તેમ કરી શકતો નથી. ઈશ્વર તને સુખી રાખો. તારા સ્વામીને ગૃહે હવે સત્વર જઈ તારો અને તેનો સંસાર સુખમય કર એવી મારી તને સલાહ છે. તું સુશીલ અને શાણી છે. મારે વિષે તારા મનમાં લેશ પણ ચિન્તા

થવા દઇશ નહિ.”

સીતારામે આ પત્રો એક નાવિક સાથે શહેરમાં મોકલીને તેને દેવડી આગળ પોતાની રાહ જોતાં થોભવા કહ્યું. સીતારામ નાવ પર ગયો. એટલામાં કોઈ સ્ત્રી તેમની તરફ ધસી આવતી જણાઈ. સીતારામે તેને ઓળખી. તે બોલ્યો. “અરે આ ડાકણ અત્રે પણ આવી!” મંગલા જોતજોતામાં તેમની સમીપ આવી લાગી. તેના માથાના કેશ વીખરાયેલા હતા. નેત્રમાંથી જાણે અગ્નિના ભભુકા નીસરી પડતા હોય તેમ તે લાલચોળ બની ગયાં હતાં.

મંગલાની મૂર્તિ ઘણી જ ભયાનક દેખાતી હતી. પહેરેગીરોએ તેને દાદ ન દેવાથી તે રાજમહેલમાં ગઈ હતી. મહારાજાની હજુરમાં જવા તેણે અથાગ પ્રયાસ કર્યો હતો પણ તેમાં તે નિષ્ફળ નીવડી હતી. ત્યાંના પહેરેગીરે ગણુ તેને ગાંડી સમજી ખૂબ તરેહથી મેથીપાક જમાડી કાઢી મૂકી હતી. ત્યાંથી નીકળી તે ખાડી તરફ આવી હતી. યુવરાજને જોતાં જ એક વાઘણની માફક તેના ઉપર તે ધસી ગઈ પણ સીતારામે તેના આક્રમણનો પ્રતિરોધ કર્યો. આથી તેને ઘણી જ ઝાળ ચડી. તે સીતારામને પોતાના નખ પ્રહાર કરવા લાગી; અને બચકાં ભરવા લાગી. સીતારામનું બળ આ સમયે કંઈ ઉપયોગમાં ન આવ્યું. તેણે બૂમો પાડી એટલે નાવપરના સર્વ નાવિકો ત્યાં દોડી આવ્યા; અને મંગલાના પાશમાંથી તેને મુક્ત કર્યો.

પોતાના પ્રયત્નમાં નિષ્ફળ જવાથી મંગલાને ઘણો ક્રોધ વ્યાપ્યો. તેનું ચિત્ત વ્યગ્ર બની ગયું. તે ભાન ભૂલી ગઈ ને ક્રોધમાં ને ક્રોધમાં પોતે પોતાના કેશ ઉખેડવા લાગી. તે ઘાંટો પાડી બોલી: “અરે, હું સર્વ પ્રયત્નમાં હારી! મારૂં ધાર્યું, મારૂં કરેલું, સર્વ ફોકટ ગયું! હવે હું આત્મહત્યા કરૂં છું. મારો જીવ આપું છું, તેનું પાપ તમને!” આમ કહીને મંગલાએ પાણીમાં કૂદકો માર્યો! વરસાદને લીધે ખાડીમાં

પાણી ઘણું આવ્યું હતું અને તેમાં પણ અંધકાર હતો. તેથી મંગલાનું શું થયું તે કોઈના જાણવામાં આવ્યું નહીં.

સીતારામને તે ડાકણના નખપ્રહારથી લોહી નીકળ્યું હતું. ખભામાં પડેલા જખ્મ ઉપર તેણે પાણીમાં ભીંજવીને પાટો બાંધ્યો ઉદયાદિત્ય પાસે તે ગયો તો તેને નિશ્ચેતન સ્થિતિમાં દીઠો. વસંતરાય પણ બેહોશ હતા. સૌને નાવમાં લઈને નાવિકોએ હોડી હંકારી. સીતારામને મનમાં ખેદ થયો કે, શુભ કાર્ય માટે સંચરતી વખતે મંગલા ડૂબી ગઈ, એ અશુભ શુકન થયા!

૨૯

# મંગલાનું વેર

ઉદયાદિત્યની નાવ ખાડીમાંથી નદીમાં ગઈ એટલે સીતારામ શહેરમાં પાછો ફર્યો. જે નાવિકને તેણે યુવરાજના પત્રો સોંપીને દેવડી આગળ રાહ જોતા થોભવા કહ્યું હતું તેની પાસે જવાને દેવડી તરફ તે ઉપડ્યો. નાવિક તેની રાહ જોતો ઉભો હતો. પત્રો તેની પાસેથી લઈને તેણે શરનામાં વાંચ્યાં. આમાંનો પ્રતાપાદિત્ય ઉપર લખવામાં આવેલો પત્ર તેણે તરત જ દીવાસળી ચાંપીને બાળી નાંખ્યો અને બીજો પત્ર કે જે વિભાનો હતો, તે તેને આપી આવ્યો. વિભાએ તેને પ્રશ્નો પૂછવા માંડ્યા; પણ તે પોતાને ઉતાવળ છે, એમ કહીને જવાબો દીધા વિના જ જતો રહ્યો. કેદખાના આગળની આગ હજી ચાલુ હતી. અગ્નિ-લીલા નિરખવા શહેરના ઘણા લોકોનો ત્યાં જમેલો મળ્યો હતો. આ સર્વનું મૂળ કારણુ જોઈએ તો સીતારામ હતો. યુવરાજ પર સ્નેહભાવ રાખનાર પ્રજાજનમાંના કેટલાએકને તથા

કેટલાક વિશ્વાસુ નોકરોને સાધીને તેમની સહાયથી તેણે આ કાર્ય કર્યું હતું. આગ અચાનક લાગેલી ન હતી; કોઈએ લગાડી હતી ને તેથી જ તે આટલો બધો સમય થવા છતાં પણ કાબુમાં આવી ન હતી. તેને બુઝાવવાનો પ્રયત્ન કરનારા પણ સીતારામની ટોળીમાંના જ હતા. તેઓ જ્યાં આગનું જોર ન હતું ત્યાં પાણી નાંખતા હતા!

એવી એવી તરેહના ઢોંગ ચાલી રહ્યા હતા એટલે આગ શી રીતે હોલવાય? યુવરાજવાળું મકાન તો બળીને એવું ભસ્મિભૂત થઈ ગયું હતું કે તેનું નામોનિશાન રહ્યું ન હતું.

સીતારામે તે ભાગમાં એક પ્રેતના હાડકાં અને કુમારની તલવાર એ બે વસ્તુઓ ફેંકી. તેનો વિચાર એવો હતો કે યુવરાજ આગમાં બળી ગયા એવી બૂમ ફેલાવવી!

આટલું કર્યા પછી તેને આગ બુઝાય કે ન બુઝાય તેની કશી પરવા ન હોવાથી તે પોતાના ઘર તરફ જવા લાગ્યો. તે ગાતો ગાતો જતો હતો એટલામાં તેના મનમાં વિચાર સ્ફુર્યો કે: "કોઈ દિવસ પણ યશોહરથી પરિવાર સહિત ભાગવું પડશે. મંગલા નદીમાં ડૂબી ગઈ હશે. તેની પાસે ઘણો ધનસંચય હતો. કોઈ પણ તે લઈ જ જશે. માટે હજુ કોઈને ખબર નથી ત્યાર પહેલાં હું જ લઈ જાઉં તો કેમ?" આવો વિચાર આવતાં જ તેણે મંગલાની ઝૂંપડી તરફનો રસ્તો લીધો.

ઝૂંપડીનાં દ્વાર ખુલ્લાં હતાં. સીતારામે પ્રસન્નચિત્તે અંદર પ્રવેશ કર્યો. ઝૂંપડીમાં પુષ્કળ અન્ધકાર હતો એટલે તેને કંઈ જ જણાતું ન હતું. તેણે હાથવતે ફાંફાં મારવા માંડ્યાં. ને ધીરે ધીરે સંભાળીને અંદરના ભાગમાં વધવા માંડ્યું. એવામાં એક પેટી સાથે તેના પગને ઠોકર વાગવાથી તે પડ્યો. તેના માથામાં પણ એક બે જગ્યાએ સહેજ વાગ્યું. તેને ભીતિ ઉત્પન્ન થઈ. તેને લાગ્યું કે, અન્ય કોઈ

માણુસ પણુ ત્યાં છે ! તે ઝૂંપડીમાં બીજો ખંડ હતો. સીતારામ તે તરફ ગયો. ત્યાં દીવો બળતો હતો. તે જોઈ તેને ઘણો જ આનંદ થયો. સીતારામ તે દીવો લેવા અંદર ગયો. અંદર જતાં જ તે અચકાઈને બારણામાં સ્તબ્ધ થઈ ગયો. ત્યાં એક સ્ત્રી બેઠી હતી ! તે થર થર ધ્રુજતી હતી. તેના કેશમાંથી પાણી નીચે પડતું હતું. તેનો ચહેરો ફિક્કો પડી ગયો હતો. તે સ્ત્રી, અને ભીંત પર દીવાના ઝાંખા પ્રકાશમાં પડતી તેની ભયાનક છાયાને લીધે સીતારામને, પ્રથમ તો, આંખે અંગે કંપવા લાગ્યો; પ્રસ્વેદના બિન્દુ તેના શરીર પર ફુટી નીકળ્યા ! તેને લાગ્યું કે, મંગલાનું પ્રેત અત્રે આવીને બેઠું છે ! તેનામાં હવે આગળ જવાની હિંમત ન હતી. તેમ, પાછા જવાને પણુ તેના પગ ઉપડતા ન હતા. થોડીક વાર તે ત્યાં જ ઉભો રહ્યો. પછી કંઈક હિંમત આણી બોલ્યો: "અરે, તું પાછી ક્યાંથી આવી ! મૃત્યુ માટે પાણીમાં ડૂબકી મારી; છતાં મૃત્યુ આવ્યું નહિ કે શું ?"

મંગલા થોડીવાર તીક્ષ્ણ દૃષ્ટિએ સીતારામ તરફ જોઈ રહી. પછી બોલી: "તારો હજુ સર્વનાશ ક્યાં થયો છે? હું તો તે થયા પછી મરીશ. સમજ્યો કે ની ?" તે બોલતી બોલતી ઉભી થઈને, પુનઃ કહેવા લાગી: "હું યમપુરીથી પાછી આવી છું. તને, તારા યુવરાજને મારી નજર આગળ બળતા જોઈશ ને તમારી બંનેની મુઠી મુઠી રાખ મારા અંગને જ્યારે લગાડીશ ત્યારે જ મારા જીવને શાંતિ થશે."

સીતારામે તેની સાથે સમાધાન કરવાનો વિચાર કર્યો અને તેથી તેણે તેના તરફ પ્રેમનો ડૅાળ કરવા માંડ્યો. તે બોલ્યો: "પ્રાણુપ્રિયે, પણુ શાને તું ફોકટ દુઃખ પામે છે? તારા જીવને શા માટે સંતાપે છે! મેં તારૂં શું બગાડ્યું છે?" સીતારામ આટલું કહી, છેક તેની અડોઅડ ગયો. જેમ જેમ તેણે અનુરાગ બતાવવા લાગ્યો તેમ તેમ મંગલાનો ક્રોધ વધતો ગયો.

તે સીતારામને તરછોડી નાંખતાં બોલી: "ઉભો રહે, દુષ્ટ !"

હમણાં જ તારા ડોળા ફોડી નાંખું છું." એટલું કહી તે માટે પથ્થર લેવા ત્યાંથી તે ગઈ. સીતારામ આ લાગ જોઈ ત્યાંથી નાઠો. મંગલા પાછી આવી ત્યારે સીતારામ ત્યાં નહોતો ! ક્રોધમાં મંગલાએ સીતારામનું નામ દઈને પથ્થર વારંવાર જમીનપર ઠોકવા માંડ્યો.

મંગલા મરી ગઈ નહીં પણ તેની સર્વ આશા નષ્ટ થઈ. તેણે વેર લેવાનો ઠરાવ કર્યો.

યુવરાજના નાસી ગયાની વાત જાણતી હોવાથી તે વાત મહારાજાને તે જાહેર કરશે એમ લાગવાથી સીતારામને યશોહરમાં રહેવું સલામતિભરેલું લાગ્યું નહિ; તેથી તેજ રાતે પોતાના પરિવારને લઈ, તે રાયગઢ નાસી ગયો.

રાત્રે છેલ્લા પ્રહરે વાદળદળ ધાઈ આવ્યું. મૂશળધાર વરસાદ પડ્યો. આગ બુઝાઈ ગઈ. પ્રતાપાદિત્યને કાને વાત આવી કે, યુવરાજ મૃત્યુ પામ્યા હોય, એમ લાગે છે. પ્રતાપાદિત્યે દરબાર ભર્યો. મંત્રીને તેણે પ્રથમ બોલાવ્યો. પછી પહેરેગીરોને બોલાવ્યા.

પૂછપરછ કરતાં એક જણે કહ્યું: "આગના ભડકામાં મેં યુવરાજને બારીએ દીઠા હતા." બીજાએ કહ્યું: "એમની બૂમો મેં સાંભળી હતી." ત્રીજાએ મકાનમાં પડેલી યુવરાજની તલવાર લાવીને મહારાજા સમક્ષ રજૂ કરી.

પ્રતાપાદિત્યઃ "કાકા ક્યાં છે?"

તપાસ કરવામાં આવતાં વસંતરાય રાજમહેલમાં નહોતા એમ માલુમ પડ્યું. કોઈકે કહ્યું: "આગ વખતે કાકાશ્રી કેદખાનામાં દેખાયા હતા." બીજા એકે તેની વાત તોડી પાડતાં કહ્યું: "ના. જ્યારે રાતે એમણે સાંભળ્યું કે, કેદખાનામાં આગ લાગી છે, ત્યારે તરત જ તે યશોહરમાંથી જતા રહ્યા હતા."

આ પ્રમાણે યદ્વાતદ્વા પ્રકારની જુબાનીઓ પ્રતાપાદિત્ય સાંભળતો હતો ત્યારે રાજદ્વારે કોલાહલ થઈ રહ્યો. એક સ્ત્રીને દરબારમાં આવવું હતું. પહેરેગીરે તેને રોકી હતી. આવું જાણીને પ્રતાપાદિત્યે તેને પ્રવેશ કરવાની આજ્ઞા આપી.

તે સ્ત્રી મંગલા હતી. પહેરેગીર તેને અંદર લાવ્યો.

સીતારામને કહ્યું હતું તે પ્રમાણે જ મંગલાએ હવે યુવરાજનું અને તેનું વેર વાળવાનું ખુલ્લી રીતે શરૂ કર્યું.

જ્યારે પ્રતાપાદિત્યે તેને પૂછ્યું: " તારે શું કહેવું છે ? " ત્યારે લાંબા હાથ કરતી ઉચ્ચ સ્વરે તે કહેવા લાગી: " મહારાજ, મારી અરજ છે કે, કેદખાનું સાચવવા માટે આપે જે પહેરેગીરો રાખ્યા છે, તેઓને છ છ મહિનાની કેદની શિક્ષા કરવી અને રિબાવી રિબાવીને કૂતરાને મોતે મારી નાંખવા ! એ લોકો રાજ્યની નોકરી જરા પણ નિમકહલાલીથી બજાવતા નથી. આપનું લુણહરામ કરે છે. " તે સ્ત્રીએ આવું કહ્યાથી પહેરેગીરોમાં ખળભળાટ ઊડી રહ્યો. તેઓ તરફ ફરી તે ડાકણે કહ્યું: " અમસ્તા ઢોંગ શાને કરો છો ? હવે ક્યાં સુધી ગુનો છૂપાવશો ? કાલે જ્યારે યુવરાજ નાસી જતા હતા ત્યારે મેં તમને કેટલુંએ કહ્યું; પણ મારી વાત તમે લેશ પણ લક્ષમાં લીધી નહિ. કંઈ પણ લાંચ તમને મળી હોવી જોઈએ ! નહિ તો તમે એ પ્રમાણે વર્તો જ નહિ. "

મહારાજાએ તેને સવિસ્તર હકીકત કહેવા આજ્ઞા કરી.

મંગલાએ કહ્યું: " વિશેષ કાંઈ કહેવાનું નથી. હકીકતમાં માત્ર એ જ કે કાલ રાત્રે યુવરાજ વસંતરાય સાથે રાયગઢ નાસી ગયા છે ! "

" આગ લાગી શો રીતે ? "

" મહારાજ, એ કારસ્થાન સીતારામનું છે. વસંતરાય સીતારામ અને યુવરાજ એ ત્રણની ત્રગડીએ આ સર્વ પ્રપંચ રચ્યો હતો ! "

“ તેં આ બધી વાતો કેવી રીતે જાણી ? ”

“ એવું પૂછયે શું વળે તેમ છે ? મને માણુસો આપો. હું પોતે જાતે આ ત્રણેને પકડી લાવીશ. પણ તમારાં માણુસો તો પાળેલાં મેઢાં જેવાં છે ! તેમનાથી કામ શું થવાનું હતું ? ”

મહારાજાએ મંગલાને માણુસો આપવા અને પહેરેગીરોને યોગ્ય સજા કરવા કહ્યું.

તેજ દિવસે સાંજે એક નાવિકે યુવરાજ રાયગઢ નાસી ગયાના ખબર આપ્યા. ધીમે ધીમે મહારાજાને કાને બીજા લોકો મારફત વાત આવી કે, નાવમાં એસીને યુવરાજ નદીમાંથી જતા જોવામાં આવ્યા હતા.

એક સપ્તાહ વીત્યું. મંગલા સાથે ગયેલા માણુસો પાછા ફર્યા. તેમણે ખબર આપી કે: ‘ યુવરાજને અમે રાયગઢમાં દીઠા છે. ’

“ પેલી સ્ત્રી કયાં ગઈ ? ” મહારાજાએ પૂછયું.

“ તે તો રાયગઢમાં રહી છે. પાછી નથી આવી. ” માણુસોએ ખબર આપી.

પ્રતાપાદિત્યે પઠાણુ સેનાપતિ મુખ્તારખાનને પોતાની પાસે બોલાવ્યો અને એક ગુપ્ત આજ્ઞા કરી. સેનાપતિ તે સાંભળી, સલામ કરી, વિદાય થયો.

૩૦

## " માતા, મને ક્યારે મોકલશો ? "

ઉદયાદિત્યનો છૂટકારો કરીને તેને લઈ જવામાં આવ્યો, એ સમાચાર રાણીને અને વિભાને ઘણા વહેલા મળ્યા હતા. મહારાજાને તો એ સમાચાર મોડા મળ્યા. એ બન્ને જણ ક્યારનાં ભયભીત થઈ રહ્યાં હતાં કે, જ્યારે મહારાજા આ વાત જાણશે ત્યારે શું નું શું કરી નાંખશે !

એક સપ્તાહ સુધી એ બન્નેને રાતે અનેક પ્રકારનાં દુઃસ્વપ્ન આવતાં; પણ જ્યારે મહારાજા આગળ યુવરાજના નાસી જવાના વર્ત્તમાન પ્રકટ થઈ ચૂક્યા ત્યાર પછી મહારાજાએ કદાપિ એ વિષે અંતઃપુરમાં એક પણ હરફ હોઠ બહાર કાઢ્યો નહિ ! જાણે એમનો સર્વ ક્રોધ શમી ગયો હોય, એવું દેખાયું ! રાણીને શંકાસાગરમાં ઝાઝી વાર રહેતાં ગભરામણ થઈ ગઈ. તે અકળાઈને મહારાજા સન્મુખ જઈને ઉભી રહી. પણ તેના મોંમાંથી શબ્દોચ્ચાર સરખો નીકળ્યો

નહિ! અને મહારાજા તો એ વિષે કંઈ વાત કાઢતા ન હતા! આખરે એનાથી રહેવાયું નહીં. એ કરગરતા સ્વરે બોલી: "મહારાજ, હું હાથ જોડીને એટલી જ ભીખ માગું છું કે, આ વખતે તો મહારાજે ઉદયાદિત્યના અપરાધની ક્ષમા કરવી. હવે જો મહારાજ એને દુ:ખ દેશે તો હું વિષ ખાઈને પ્રાણ પાડીશ!"

પ્રતાપાદિત્ય: "તમે તો જાણે રૂદન–વ્રત લીધું છે! હું આ બાબતમાં કાંઈ જ કરવા માગતો નથી."

રાણીથી કશું બોલી શકાયું નહીં. ડરતી ડરતી તે જતી રહી આ પછી કંઈક દિન વીતી ગયા પરંતુ મહારાજાએ કદાપિ પોતાનો કોઈ જ ભાવ પ્રકટ કર્યો નહિ. રાણી અને વિભાને એમ લાગ્યું કે, ઉદયાદિત્ય અહીંથી ગયો છે તેથી મહારાજાના મનને શાંતિ થઈ લાગે છે. થોડા દિવસ એમ જ વીતવા દીધા પછી વાત, એમ ધારીને રાણી નિશ્ચિત બની.

રાણીએ અંત:પુરમાં વાત પ્રસારી હતી કે, વિભાને ચન્દ્રદ્વીપ મોકલવાનો રામચંદ્રરાયનો પત્ર આવ્યો છે. આ વાત વિભાને કાને પહોંચી ત્યારે તેના હર્ષની સીમા રહી નહિ. મોહનને તેણે પાછો કાઢયો હતો ત્યારથી તેના ચિત્તમાં બળ બળ થયા કરતી હતી. 'મારા મનના ખરેખરા ભાવ મોહને ત્યાં જાહેર કર્યા હશે કે કેમ?' એ વિષે તે વિચારવા લાગી. રામચન્દ્રરાય વિષે તેને વિચારો આવ્યા: "મેં ના પાડી તેથી તેમને ક્રોધ ઉપજ્યો હશે; પરંતુ હું જઈને તેમને ખરી હકીકત સમજાવીશ એટલે એમનો રોષ ઉતરી જશે. તે મારો અપરાધ ક્ષમા કરશે. હું એમની ક્ષમા માગું એવો દિવસ ક્યારે આવશે?" વિભા આ વિચારોમાં જ રાતદિન પરોવાયલી રહેતી. આ વિચાર સિવાય બીજા વિચાર તેને આવતા જ નહિ. રામચન્દ્રરાયે પોતાને બોલાવી છે, અને એ વિષે પત્ર પણ લખ્યો છે, એવું જાણ્યાથી વિભાને ઘણી ઘણી

નિરાંત વળતી હતી. તેણે ધીમે ધીમે લજ્જા, સંકોચ આદિ વિસારીને હસતાં હસતાં અહીં તહીં ફરવા માંડ્યું હતું. રાણીના હૃદય પર મસ્તક મૂકીને જ્યારે તે આનંદભાવથી સુતી ત્યારે રાણીની આંખમાંથી આંસુ સરતાં !

પતિદેવે મારા અપરાધ ક્ષમા કરીને સ્વેચ્છાથી જ મને ચન્દ્રદ્વીપ બોલાવી છે, એ વિચાર આવતાં જ વિભાને આખુંય જગત્ નન્દનવન સમાન ભાસતું. પતિદેવનું હૃદય વિશાલ અને ઉદાર હતું એમ એને લાગવા માંડ્યું. પોતાના નાથ વિષે એના મનમાં અત્યંત વિશ્વાસ ઉત્પન્ન થયો. એમનો પ્રેમ પોતાના ઉપર અગાધ છે; એવું તેને લાગ્યું. સરલહૃદયી વિભા એક બલિષ્ઠ પુરુષના વિશાલ હૃદયે પોતાની સુકુમાર ભુજલતા આવેષ્ટિત કરીને નિર્ભય બની હોય એવા વિશ્વાસ પર નિર્ભર રહી.

હવે એ નિર્ભયતાથી તે કદી દૂર જવાની ન હતી. વિભાનું આનંદાકાશ શરદ્ ઋતુના આકાશ સમું નિર્મળ બની ગયું. તેના નાના ભાઈ સમરાદિત્ય સાથે જ્યારે તે રમતી ત્યારે જાણે તેના જેટલી વયની પોતે નાની બાળકી છે, એવો દેખાવ કરતી. તદ્દન નાની વયની બાળકોની માફક જ તે કાલુંઘેલું બોલીને રાણી સાથે વાતો કરતી; તેનાં કામકાજમાં મદદ કરવા લાગતી. અગાઉ જેમ આખો દિવસ તે ઉદાસ અને ખિન્ન રહેતી તેમ હવે મુદ્દલ રહેતી ન હતી. એના હૃદયોદ્યાનમાંની સુકાઈ ગયેલી લતાઓ હવે પ્રફુલ્લિત બની હતી. અગાઉનાં સંકોચ, વિષાદ, ગ્લાનિ, મૌનભાવ ઈત્યાદિ સર્વને હવે દેશવટો મળ્યો હતો. એનું સ્થાન હવે આનંદ – ઉલ્લાસે લીધું હતું તે ખૂબ વાતોડીઅણ બની ગઈ હતી. પણ જેમ જેમ તે આનંદિત બનતી જતી તેમ તેમ રાણીના અંતઃકરણમાં ચિરાડા પડતા હતા ! એના મનમાં અત્યંત યાતના થતી હતી ! પણ એ પ્રકટ નહીં થવા દેવાની તે કાળજી રાખતી હતી. રાણીનું મન સંશય અને ભયથી ભરપૂર બની ગયું હતું. વિભાને સાસરે મોકલવાનું સાહસ તે કરી શકતી ન હતી.

બે સપ્તાહ વીત્યાં. ઉદયાદિત્યની કશી જ વાતચીત હમણાં હમણાં થતી ન હતી. વિભાનું હવે શું કરવું, આ વિચાર રાણીનું દિલ દમી રહ્યો. જેમ જેમ દિવસો વીતતા ગયા તેમ તેમ તે કશો જ નિશ્ચય કરી શકી નહીં અને વિભાને શ્વસુરગૃહે પણ મોકલી શકી નહીં.

આ બાજુ જેમ વિલંબ થવા માંડયો તેમ વિભા અધીરી બની ગઈ. 'સ્વામી સમીપ જવામાં વિલંબ થશે તો હું તેમની નજરમાં અધિક અપરાધી ઠરીશ.' એમ તેને લાગવા માંડયું. "જ્યારે એમણે મોકલવાનું જ લખ્યું છે ત્યારે પછી માતાજી ઢીલ કેમ કરતાં હશે?' વિભા મનમાં જ પ્રશ્ન પૂછતી. પણ એનાથી પ્રકટપણે પોતાનો મનોભાવ દર્શાવી શકાતો નહીં.

થોડાક વધુ દિન વીત્યા એટલે વિભાથી રહેવાયું નહીં. રાણી પાસે તે ગઈ અને પોતાની ભુજલતા તેના કંઠની આસપાસ નાંખીને બોલી:

"માતા!"

એ એક જ સંબોધન – શબ્દ દ્વારા રાણી વિભાનો મનોભાવ સમજી ગઈ. તેને પોતાના હૃદયસરસી ચાંપીને તેણે પૂછયું: "શું છે, પુત્રી?"

વિભા થોડીકવાર ચૂપ રહી અને પછી બોલી: "માતા, તમે મને ક્યારે મોકલશો?" વિભા એટલું બોલીને તો શરમાઈ ગઈ.

રાણીએ સસ્મિત પૂછયું: "ક્યાં મોકલું?"

"જ્યાં મોકલવાની હોય ત્યાં!"

"હજી થોડાક દિવસ વીતવા દે. પછી ઝટ મોકલીશું." રાણી વિભાના મસ્તકે હાથ ફેરવતાં બોલી, પણ એ દરમ્યાન એનાં નેત્રમાંથી અશ્રુપાત થતો હતો!

૩૧

## ધર્માત્માનો વધ!

ઉદયાદિત્ય વર્ષો પછી રાયગઢ આવ્યો હતો. પરંતુ તેના હૃદયમાં પૂર્વવત્ આનંદ ન હતો. તેના ચિત્તપર ચિંતાનું આવરણ એટલું બધું આચ્છાદિત હતું કે, તેને ભેદીને આનંદને સ્થાન આપવું, એ તેની શક્તિ બહાર હતું. તેનું લક્ષ કોઈ વસ્તુ પર ચોંટતું નહિ. કાકાજી પોતાને અહીં લાવ્યા છે તેના માઠા પરિણામની તેને ચિંતા થઈ રહી હતી. પ્રતાપાદિત્ય શિક્ષા વિના આ પ્રશ્નમાં ગમ ખાઈ જાય એમ તે માનતો ન હતો. ઉદયાદિત્યને લાગ્યું કે, મારો જન્મ જ એવા કુયોગમાં થયો છે કે તેને લીધે મને અને મારી આસપાસનાં-ઓને દુઃખ સિવાય બીજું કાંઈ પ્રાપ્ત ન થાય!

તે વસંતરાય પાસે ગયો અને બોલ્યોઃ "કાકાજી, મારે અહીં નથી રહેવું. હું તો યશોહર જાઉં છું."

વસંતરાયે એક પદ ગાયું અને અટ્ટહાસ્ય કર્યું. ઉદયાદિત્ય વારંવાર

અત્યંત પ્રાર્થના કરતો તેમને આ બાબતમાં વિનવવા લાગ્યો ત્યારે અંતે વસંતરાયને અતિ દુઃખ થયું. પદ ગાવું બંધ કરીને તે બોલ્યાઃ " વત્સ ઉદય, મારી કને રહેવામાં તને દુઃખ છે શું ?" ઉદયે ઉત્તર ન દીધો.

એને શોકાર્ત્ત જોઈને આનંદિત કરવા વસંતરાય સતત યત્ન કરવા લાગ્યા. રાતદિન એને પોતાની પાસે રાખીને પોતે સિતાર બજાવતા; પોતાની સાથે બહાર ફરવા લઈ જતા. એમણે ઉદયાદિત્યને ખાતર પોતાનાં રાજકીય કાર્ય પણ બંધ કરી દીધાં. એને પોતાની નજર સમક્ષથી પળવાર પણ ને અળગો કરતા નહિ. રખેને ઉદય નાસી જશે, એવો એમને ભય લાગતો હતો. ઉદયાદિત્ય ઉપર રાતદિવસ પોતાની આંખો તેઓ એક પૂતળાની માફક સ્થિર રાખતા અને કહેતાઃ " વત્સ, હું હવે તને એ પાષાણહૃદયી નગરીમાં નહિ જવા દઉં."

ક્રમશઃ ઉદયાદિત્યના મનપરથી ચિંતા રૂપી થર દૂર થવા લાગ્યો. વસંતરાયના પ્રેમમય મંદિરમાં તે હવે વિરાજમાન થયો હતો. તે રાયગઢનાં વનજંગલ, તેમાંનાં વૃક્ષ અને આકાશમંડળ જોતો; ઉપરનો રમ્યપ્રકાશ નિહાળતો અને સ્વતંત્રતાથી વિહરતા પક્ષીગણના કલરવ શ્રવણ કરતો. વાયુ એનાં અંગેઅંગને સ્પર્શ કરતોઃ રાત્રે આકાશસ્થિત તારકસમુદાય તેની દૃષ્ટિએ પડતો; ચંદ્રિકાનો ધવલ શીતલ પ્રકાશ તે નિહાળતો ત્યારે જાણે ઉડીને પોતે ચન્દ્રદેશમાં જાય તો કેવું ઠીક, એમ એને લાગતું. કોઈવાર તેને એમ પણ થતું કે, અહીંની અડચણો દૂર કરીને પોતે ત્યાં ગયો છે !

ઉદયાદિત્યના બાલસાથીઓ આવ્યા. રાયગઢમાં એનું બાળપણ વીત્યું હતું. બહુ બાલકો સહિત તે રમ્યો હતો. ગંગાધર, ફટકચંદ્ર, હરિદાસ, કરીમુલ્લા, મથુરાદાસ, એ બધા આવ્યા. રામધન અને

પ્રાણધન, એ બે ભાઈઓ પણ આવ્યા. શીતલ સરદાર પટાબાજીના ખેલ બતાવવા માટે પોતાની સાથે કેટલાયે બીજા જણને લઈને આવ્યો. આ પ્રમાણે દરરોજ કંઇ ને કંઇ બાલગોઠીઆઓ તેની આસપાસ એકત્ર થતા. યુવરાજ તે સર્વને મળતો; પ્રેમપૂર્વક તેમના કુશળ વર્તમાન પૂછતો. તે કોઇને ભૂલી ગયો ન હતો. સૌને તેથી આશ્ચર્ય થયું.

મથુરાદાસ બોલ્યો: "મહારાજ, અગાઉ આપ અહીં પધાર્યા હતા ત્યારે મારે ઘેર દીકરો જન્મ્યો હતો. આપે એને આશીષ દીધી હતી. એ પછી આપના આશીર્વાદથી મારે ત્યાં બીજાં બે સંતાન થયાં છે" પોતાનાં ત્રણે બાળકને તેણે યુવરાજના ચરણમાં નમાવ્યાં.

રામધન બોલ્યો: "યશોહર તરફ આપ ગઈ વેળા ગયા ત્યારે મારી નાવ પર આપે સ્વારી કરી હતી. હું તેનો સુકાની હતો."

શીતલ સરદાર બોલ્યો: "મારી સાથે લાઠીદાવ રમનારાઓને હું આપની સમક્ષ લાવ્યો હતો. એમનું કામ જોઈ આપે એમને બક્ષિસો આપી હતી. આજે પણ એમની ઈચ્છા પોતાનાં કામ બતાવવાની છે.' તેણે પોતાનાં સાથીદારોને કહ્યું: "બધા આવો, યુવરાજજીને આપણે આપણા ખેલ દેખાડીએ."

આ પ્રમાણે દરરોજ પ્રાતઃકાળથી માંડીને સાયંકાલ પર્યંત કંઈ ને કંઈ લોક આવતા. યુવરાજના દિવસો આનંદમાં વ્યતીત થવા લાગ્યા. એના મનમાંથી હવે ચિંતા વિસ્મૃત થઈ ગઈ હતી. તે એવું માનવા લાગ્યો કે, 'હું યશોહરથી રાયગઢ આવ્યો છું તેથી પિતાજીને માઠું લાગ્યું નથી; તેમને ક્રોધ ઉપજ્યો નથી. હવે તેઓ ક્રોધ નહીં કરે. મને અહીં સુખેથી રહેવા દેશે.'

પરંતુ એવા અંધ વિશ્વાસમાં બહુ દિન રહેવું તેને ઠીક લાગ્યું નહીં. યશોહર પાછા જવા માટે કાકાશ્રી આગળ વાત કાઢવી એને વ્યર્થ લાગતી પરંતુ ત્યાં જવું કે નહીં, અને જવું તો ત્યાં શું કરવું, એ વિષે તેના મનમાં ગડભાંગ થયા કરતી. તેને કોઈવાર પેલું ભયંકર

કારાગૃહ યાદ આવતું. અને રાયગઢ તેમજ યશોહરની તુલના કરતાં રાયગઢના સ્વાતંત્ર્યમાં અને યશોહરના નર્કવાસમાં તેને આભખરતીનો તફાવત લાગ્યો. ત્યાં કારાગૃહમાં એકેકી ક્ષણ એકેકા વર્ષ બરોબર બનતી. એ પ્રકાશરહિત, નિર્જન બંદીખાનું તેને યાદ આવતાં તે કંપિત થયો, પણ કદાચ આ સ્વાતંત્ર્યસ્થાનમાંથી પુનઃ ત્યાં જવું પડે, તો કેવી પરિસ્થિતિ થાય, એ વિચારથી તે અત્યંત ઉદાસ બની ગયો.

એક દિન પ્રાતઃકાલમાં વસંતરાયે કહ્યું: "વત્સ ઉદય, ગઈ કાલે રાત્રે મને એક બહુ કષ્ટપ્રદ સ્વપ્ન આવ્યું. બધું તો મને યાદ નથી પણ મારો અને તારો કાયમનો વિરહ થયો, એ એનું તારતમ્ય છે."

ઉદયાદિત્યને આશ્ચર્ય ઊપજ્યું. વસંતરાયના પાદપદ્મ ઝાલીને તે બોલ્યો: "ના, કાકાજી, વિરહ કાયમનો નહિ જ."

વસંતરાય: "હવે કાયમનો સમજ. હું તો વૃદ્ધ થયો છું. કેટલા દિવસ હવે હું જીવનાર છું?"

ગત રાત્રિના દુઃસ્વપ્નનો કંઈક કંઈક ધ્વનિ હજી વસંતરાયની હૃદયગુફામાં ગાજી રહ્યો હતો. તે વિમનસ્ક બની ગયા હતા—વિચાર શૂન્ય બની ગયા હતા.

ઉદયાદિત્યે કંઈક સમય પર્યંત સ્તબ્ધ રહ્યા પછી કહ્યું: "કાકાજી, કદાપિ મારો અને આપનો વિરહ થયો તેમાં નવાઈ જેવું શું છે?"

"વત્સ, એમ ન કહે. મારા બુઢ્ઢાપામાં મને તિરસ્કૃત ગણીને તું જતો રહીશ નહીં."

ઉદયાદિત્યની આંખો આંસુથી ભરાઈ ગઈ. પોતાના મનની ઇચ્છા કાકાજી જાણી ગયા એમ એને લાગ્યું. તે બોલ્યો: "હું આપની પાસે રહું તો આપને નિરૂપયોગી થઈ પડીશ; આપના પર આપત્તિ આવશે."

"આપત્તિ શી આવવાની હતી?" વસંતરાય હસતાં હસતાં બોલ્યા: "આ વયમાં ચાહે તેવી આપત્તિ આવે તો પણ મને તેની

ઓછી જ દરકાર છે! મૃત્યુથી તો અધિકતર સંકટ બીજું કોઈનથી ને? મૃત્યુ તો મારે આધીન થઈને મારી સમીપ બેઠું છે! તે રોજ મારી ખબરઅંતર પૂછે છે! મને મૃત્યુનો ભય નથી! જે મનુષ્ય આયુષ્યકાલમાં તમામ સુખદુ:ખનો અનુભવ લઈને વૃદ્ધત્વને કિનારે પહોંચ્યો તેની નાવડી ચાહે ત્યાં ડૂબે એની ચિંતા શી?"

ઉદયાદિત્ય એ આખોયે દિવસ વસંતરાયની પાસે ને પાસે રહ્યો. દિનઉગ્યે જ વર્ષા સ્રવી રહી હતી. સાંજે દિવસ થોડોક બાકી રહ્યો હતો ત્યારે ઉદયાદિત્ય વસંતરાય પાસેથી ઉઠીને ઉભો થયો.

વસંતરાયે પૂછ્યું: "શીદ જાય છે?"

યુવરાજ: "જરાક ફરી આવું."

"આજ ફરવા ના જઈશ."

"કેમ, શા માટે?"

વસંતરાયે એને પોતાનાં બાહુદ્વયમાં સ્નેહથી ભીડયો અને કરગરતે સ્વરે કહ્યું: "આજ મહેલબહાર ન જઈશ. મારી પાસે જ બેસી રહે."

"પણ હું કાંઈ બહુ દૂર નહીં જઉં, કાકાજી! પેલા ખુલ્લા મેદાનમાં જઈ ને તરત જ પાછો આવીશ." અને એમ કહીને યુવરાજ બહાર ગયો.

દેવડી પરના એક હજુરીઆએ તેને જોઈને કહ્યું: "મહારાજ, હું આપની સાથે આવું છું."

ઉદયાદિત્ય: "ના. મારી સાથે આવવાની કંઈ જરૂર નથી."

"મહારાજના હાથમાં કોઈ જ શસ્ત્ર નથી."

"શસ્ત્રની શી જરૂર છે?" યુવરાજે પૂછ્યું.

ઉદયાદિત્ય નજીકના ખુલ્લા મેદાનમાં ગયો. તે એકલો અહીં તહીં ફરતો હતો. ધીમે ધીમે ભગવાન આદિત્યનો પ્રકાશ મંદ થવા લાગ્યો. યુવરાજના મનમાં વિચારના ધોધ ઉલટયા. પોતાના ભારરૂપ જીવન

સંબંધી જ એ વિચારો હતા. તેણે બહુ વિચારો કર્યા; સેંકડો નિશ્ચય કર્યા. પણ અમુક જ એક નિશ્ચયને અમલમાં મૂકવો, એવું તે ઠરાવી શક્યો નહિ. એકાદ ક્ષણ પછી શું બનશે એનો ભરૂંસો જ એને ન હતો. મનનચિંતન અને વિચારોમાં જ તે કાલક્ષેપ કરી રહ્યો. તેના સ્મૃતિપટમાં વિભા આવીને ઉભી. "બિચારી વિભા ! તેના સુખ માટે આજ સુધી યત્ન કર્યા હતા પણ વ્યર્થ ગયા ! હવે સાસરે ગઈ હશે અને સુખ પામશે !" અને આ વિચાર આવતાં ઉદયાદિત્યે વિભાને આશીષ દીધી.

સહેજ વધુ અંધારૂં થયું. મેદાનમાંનાં ઝાડવાંનાં જૂથમાં ઉદયાદિત્ય ફરવા લાગ્યો. સન્ધ્યાકાળ વીત્યો જતો હતો તેમ તેમ તેના મનમાં અનેક સંકલ્પવિકલ્પ પણ આવતા ને જતા હતા. પોતે નાસી ગયો, એવું કાકાજી જાણશે ત્યારે તેમના અંતઃકરણને કેવો આઘાત થશે એમ તે વિચારવા લાગ્યો. વસંતરાયની કાલ્પનિક કરૂણ મૂર્ત્તિ ઉદયાદિત્યને દેખાઈ.

આ વખતે એકાએક તે ગાઢ જંગલમાંથી એક કઠોર સ્વર સંભળાયો : "જુઓ, પેલો તમારો યુવરાજ ઉભો ! તેજ છે ને ?"

હાથમાં મશાલો લઈને બે–ત્રણ સૈનિકો યુવરાજ સન્મુખ આવીને ઉભા રહ્યા. અને એમની પાછળ સૈનિકોનું એક મોટું દળ આવી પહોંચ્યું. યુવરાજ ચિંતાતુર બની ગયો. એક સ્ત્રી તેની નજીક આવી અને બોલી : "મને ઓળખી કે ? એકવાર વિચાર કરી જુઓ એટલે ઓળખશો !"

મશાલોનાં અજવાળાંમાં યુવરાજે જોયું કે, એ સ્ત્રી મંગલા હતી ! યુવરાજ પ્રત્યે તેનું ઉન્મત્ત વર્તન જોઈને સૈનિકોને ચીડ ચડી. તેનો હાથ પકડીને તેઓ તેને દૂર ઘસડી ગયા, પણ એ સ્થિતિની દરકાર ન કરતાં તે બૂમો પાડવા લાગી : "આ બધું કર્યું છે કોણે ? મેંજ — મેંજ કર્યું છે ! અહીં આટલું બધું લશ્કર કોણ લાવ્યું ? હું જ લાવી ! યુવરાજ, તમારા માટે મેં આ બધું કર્યું અને તમે—"

સૈનિકોએ તેને દૂર ધસડી જઈને બોલતી બંધ કરી, મુખ્તારખાન યુવરાજ સમીપ આવી, સલામ કરી, ઉભો રહ્યો. યુવરાજે વિસ્મિત થઈને પૂછ્યું: "મુખ્તારખાન, તમે અહીં ક્યાંથી?"

મુખ્તારખાને વિનયપૂર્વક ઉત્તર આપ્યો: "મહારાજની આજ્ઞા થવાથી અત્રે આવવું થયું છે."

"તેમની શી આજ્ઞા છે?"

મુખ્તારખાને મહારાજા પ્રતાપાદિત્યનો આજ્ઞાપત્ર કુમારના હાથમાં આપ્યો.

યુવરાજે વાંચીને કહ્યું: "પણ તેને માટે આટલા બધા સૈનિકોની શી જરૂર હતી? મને સહેજ માત્ર લખ્યું હોત તો હું તેમની સેવામાં સત્વર હાજર થાત. હું પોતે ત્યાં આવવાના વિચારમાં જ હતો. તેની જ તૈયારીમાં હતો. ચાલો હવે વિલંબ કરવાનું પણ શું કામ છે? હું તૈયાર છું પ્રયાણ કરવા."

મુખ્તારખાને હાથ જોડી કહ્યું: "હમે એટલા જલદી આવી શકીએ એમ નથી. મહારાજની બીજી એક આજ્ઞા છે. તે પાર પાડ્યા સિવાય અમારાથી રાયગઢ છોડાય તેમ નથી.

યુવરાજે ઉત્સુકતાથી પૂછ્યું: "બીજી આજ્ઞા શી છે?"

"મહારાજે રાયગઢના રાજાને મારી નાંખવા અમને ફરમાવ્યું છે."

કુમારે આશ્ચર્યચકિત થઈ કહ્યું: "નહિ, નહિ. એવી આજ્ઞા ન હોય. તમે ભૂલ કરો છો."

"હું આપને અસત્ય કહું, યુવરાજજી? જુઓ, આ આજ્ઞાપત્ર."

તેણે આપેલો બીજો પત્ર યુવરાજે વાંચ્યો. પછી સેનાપતિનો હાથ પકડીને તે બોલ્યો: "મુખ્તારખાન, તમે આજ્ઞાપત્રનો આશય સમજ્યા નથી. મહારાજની આજ્ઞા એમ છે કે, વસંતરાય મને સ્વાધીન કરવામાં હરકત કરે તો જ આ કાર્ય કરવું; પણ હું જાતે જ તમારે

સ્વાધીન થયો છું. મને તમે લઈ જાઓ. તમારી ઇચ્છા હોય તો બાંધીને લઈ જાઓ."

"હું આજ્ઞાપત્ર સારી રીતે સમજ્યો છું. મહારાજાએ ખાસ આ આજ્ઞા ભાર મૂકીને વારંવાર મને સમજાવી છે."

યુવરાજે જરાક અધીરતાથી કહ્યું: "તમો ભૂલો છો. મહારાજાની એવી આજ્ઞા હોય જ નહિ, હું મહારાજાને સમજાવવા યશોહર આવું છું. તેમની બીજી આજ્ઞા થતાં તમે તે પ્રમાણે અમલ કરી શકશો."

મુખ્તારખાન બોલ્યો: "યુવરાજજી, ક્ષમા કરો, મહારાજની આજ્ઞાનું હું ઉલ્લંઘન કરી શકતો નથી."

આ સાંભળી યુવરાજનું ચિત્ત વિશેષ ક્ષુબ્ધ થયું. તેણે કહ્યું: "સેનાપતિ, યાદ રાખજો કે, યશોહરની ગાદી પર ભવિષ્યમાં હું બેસવાનો છું. મારી વાત તમે શા માટે માનતા નથી? મારી પ્રસન્નતા માટે તમે કેમ ઉત્સુક નથી?"

મુખ્તારખાન કંઈ ઉત્તર ન દેતાં સ્તબ્ધ ઉભો રહ્યો.

યુવરાજની મુખમુદ્રા શોકાતુર થઈ ગઇ. તેનું મસ્તક ફરવા લાગ્યું. તેણે એકવાર ફરીથી મુખ્તારખાનને કહ્યું. "વૃદ્ધ, નિર્દોષ અને ધર્માત્મા વસંતરાયને મારી નાંખીને તમે શા માટે દોજખના અધિકારી બનો છો?"

"સ્વામીની આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં શું પાપ નથી?"

કુમાર સંતાપ પામી બોલ્યો: "કોણ ના કહે છે તેની? કોઇ પણ ધર્મશાસ્ત્રમાં એવું હોય જ નહિ! પણ જે આજ્ઞા જ પાપીષ્ટ છે, તે આજ્ઞા કરનાર અને બજાવનાર બન્ને દોષમાં પડે છે. તે આજ્ઞા ઉઠાવનાર તો કદી પણ દોષમાંથી મુક્ત થતો જ નથી."

સેનાપતિ મૂંગો જ રહ્યો.

યુવરાજ ચારે પાસ દૃષ્ટિ કરી બોલ્યોઃ "ઠીક ત્યારે; હું પાછો જાઉં છું. તમે તમારૂં લશ્કર લઈ ત્યાં આવો. હું તમારી સાથે યુદ્ધ કરીશ. તમે વિજયી નીવડો તો મહારાજાની આજ્ઞા બજાવજો."

મુખ્તારખાને ઉત્તર નહિ આપતાં લશ્કરનાં માણસોને યુવરાજને ઘેરી લેવાની ઈશારત કરી. સૈનિકો થોડે દૂર ઊભા હતા તે એકદમ તેની નજીક આવ્યા. તેઓએ તેની આસપાસ ફરી વળીને તેને ઘેરી લીધો.

યુવરાજે કોઈ ઉપાય દીઠો નહિ. ચોમેર અન્ધકાર પરિવ્યાપ્ત હતો. એ અંધકારમાં તેણે મોટે સાદે પુકાર પાડ્યા: "સાવધાન, કાકાશ્રી, સાવધાન." જાણે આખું યે વન એ પુકારથી કંપાયમાન થઈ ઉઠ્યું. ઘોષ–પ્રતિઘોષ–પરંપરા સતત ચાલુ રહી અને શમી ગઈ. મુખ્તારખાનના સૈનિકોએ યુવરાજને પકડી રાખ્યો.

એક પ્રવાસી ત્યાંથી પસાર થતો હતો. તેનો ઓળો જોઈને યુવરાજ બોલ્યો: "ભાઈ, જરાક ઉતાવળે દોડી જઈને રાજાને સાવધાન થવા ખબર આપીશ?"

પણ એ પ્રવાસીને જવા દેવામાં આવ્યો નહિ. સૈનિકો દ્વારા મુખ્તારખાને તેને પકડાવી લીધો; અને ચોમેર બીજા સૈનિકોને મોકલીને માર્ગમાં જેટજેટલા માણસો વિચરતા હતા, તે સર્વને સેનાપતિએ પકડાવી લીધા.

થોડીવારે વેશ પલટીને મુખ્તારખાન થોડાક સૈનિકો સહિત સામાન્ય નાગરિક તરીકે રાયગઢમાં પ્રવેશ્યો.

સન્ધ્યા થઈ હતી. દેવમંદિરમાં આરતિ થતી હતી. ડિંડિમનાદ અને ઘંટાનાદ સંભળાઈ રહ્યા હતા. શંખધ્વનિ જોરથી સંભળાતો હતો. વિશાલ રાજમહેલમાં ક્યાંયે આ વખતે કોલાહલ નહતો. ચોમેર શાંતિ હતી. વસંતરાય સાયંસન્ધ્યોપાસના કરતા હતા.

એકાએક મુખ્તારખાન સાદા નાગરિક વેશમાં ત્યાં આવ્યો, એને વસંતરાયે કહ્યું : "દેવઘરમાં કોઇ ન આવશો. હું દેવપૂજામાંથી પરવારીને હમણાં જ બહાર આવીશ."

મુખ્તારખાન રાજગૃહમાંથી બહાર નીકળીને દ્વાર સમીપ ઉભો રહ્યો. સન્ધ્યા પૂર્ણ કરીને વસંતરાય બહાર આવ્યા. એમણે મુખ્તારખાનને ઓળખ્યો અને એના ખભાપર હાથ મૂકીને પૂછ્યું: "ખાં સાહેબ, કુશલ છો ને?"

સલામ કરીને તેણે ઉત્તર દીધો: "હા, મહારાજ."

વસંતરાય: "ભોજન કર્યું કે?"

મુખ્તારખાન: "મહારાજ, એની કંઈ જરૂર નથી. મારૂં કામ પતવીને મારે જલ્દી પાછા જવાનું છે."

વસંતરાય: "તમને હું આજ ને આજ નહિ જવા દઉં. તમારે થોડાક દિન અહીં રહ્યા વિના નહિ ચાલે."

મુખ્તારખાન: "મહારાજ, મને ઘણી ઉતાવળ છે: મારે સત્વર યશોહર જવું જોઈએ."

વસંતરાય: "પણ એવું તે અગત્યનું કાર્ય શું છે કે જલ્દી જવું પડે? વત્સ પ્રતાપ તો કુશલ છે ને?"

"હા મહારાજ."

"એના પર કંઈ સંકટ તો આવી પડ્યું નથી ને? જલ્દી કહો, તમારે તુર્ત જ શા માટે પાછા ફરવાનું છે? મને ચિંતા થાય છે."

"મહારાજા પર કંઈ આફત તો નથી આવી; પણ મારે તેમની એક જરૂરી આજ્ઞાનો અમલ અહીં કરવાનો છે."

"એમ? શી આજ્ઞા છે એ?"

મુખ્તારખાને વસંતરાયના હાથમાં આજ્ઞાપત્ર મૂક્યો. દીપક-પ્રકાશમાં એ ધર્માત્મા એ પત્ર વાંચવા લાગ્યા. એવામાં સૈનિકોનું જૂથ ત્યાં આવી પહોંચ્યું. વસંતરાયને તેઓએ ઘેરી લીધા.

પત્ર વાંચી રહ્યા પછી વસંતરાયે શાંતિથી મુખ્તારખાન પાસે આવીને પૂછ્યું: "શું આ પત્ર પ્રતાપે પોતે જાતે લખ્યો છે?"

"હા, મહારાજ."

વસંતરાયે ફરીથી એજ સવાલ કર્યો. સેનાપતિએ ફરીથી એજ જવાબ દીધો.

ઘડીભર મૌન સેવ્યા પછી વસંતરાય બોલવા લાગ્યા:

"જ્યારે તે નાનો શો બાળ હતો ત્યારે મારા હાથમાં રાખીને મેં તેને રમાડ્યો હતો. મને ત્યજીને તે પગભર દૂર જતો નહિ. તે વયમાં આવ્યો. તેનું મેં લગ્ન કરી આપ્યું. તેને રાજસિંહાસને સ્થાપ્યો. એનાંય સંતાનને મેં મારા હાથમાં રાખી, અંકે બેસાડી રમાડ્યાં—રે, શું એજ પ્રતાપ મારા માટે આવી આજ્ઞા કરે છે?"

મુખ્તારખાન અધોમુખ રાખીને ઉભો રહ્યો. એનાં નેત્ર અર્ધમીંચેલ હતાં.

"મારો ઉદય ક્યાં છે?" વસંતરાયે પૂછ્યું.

"જી, અમે એમને કેદ કર્યા છે." નીચું મુખ રાખીને મુખ્તારખાને જવાબ દીધો.

"ઉદય શું કેદ થયો છે? હા! શું હું તેનું વદન નિહાળવા નહિ પામું? ખાં સાહેબ, એકવાર મને ઉદયને મળવા દ્યો."

"મહારાજની મનાઈ છે. હું લાચાર છું."

વસંતરાયની આંખમાં આંસુ આવી ગયાં. મુખ્તારખાનનો હાથ પોતાના હાથમાં લઈને તે ખૂબ કરગર્યા પણ તેણે વસંતરાયને યુવરાજ સાથે મેળવવાની મક્કમતાથી ના પાડી.

"સંસારમાંથી દયા અને ધર્મ સરકી ગયાં લાગે છે! ખેર! ચાલો. તમારા મહારાજાની આજ્ઞાનું પાલન કરો, ખાં સાહેબ!" વસંતરાયે એમ કહીને નિસાસો નાંખ્યો.

મુખ્તારખાને નીચા વળીને તેમને સલામ કરી અને કહ્યું: "મહારાજ, મને તાબેદારને ક્ષમા કરશો. યશોહરના મહારાજાની આજ્ઞાની જ ફરમાબરદારી હું કરૂં છું. એમાં મારો કંઈ જ અંગત દોષ નથી."

"તમારો આમાં કંઈ દોષ નથી. તમે કર્યું છે શું કે મારે તમને ક્ષમા કરવાની હોય?" આટલું કહેતાં તો વસંતરાયનો કંઠ રૂંધાઈ ગયો. થોડીવારે તે બોલ્યા: "પ્રતાપને કહેજો કે, હું તને આશીર્વાદ દઈને મૃત્યુ પામ્યો છું. એ ઉપરાંત, ખાં સાહેબ, મારી એક માગણી કબૂલ રાખશો? મરતાં મરતાં, ઉદયને હું તમારે હવાલે કરૂં છું. તે અપરાધી નથી. તેને કોઈ પ્રકારે કષ્ટ સોષવા દેશો નહિ. આ વૃદ્ધની આટલી જ અંતિમ ઈચ્છા છે."

એ પછી વસંતરાયે પોતાની આંખો મીંચી દીધી. પોતાના જમણા હાથમાં એમણે માળા રાખીને હરિનામજાપ ચાલુ રાખ્યો. બાદ કહ્યું: "બસ. મુખ્તારખાન, તમારૂં કાર્ય ખતમ કરો. હવે ઢીલ ના કરો."

મુખ્તારખાને અબ્દુલ્લાને બૂમ મારીને બોલાવ્યો. અબ્દુલ્લા ખુલ્લી તલવાર સાથે આવી પહોંચ્યો. મુખ્તારખાન દૂર જતો રહ્યો.

થોડીવારે અબદુલા રક્તરંગી તલવાર સહિત મહેલમાંથી બહાર નીકળ્યો. મહેલમાંથી રક્તસરણી સરી રહી.

૩૨

## કાલી માતા સન્મુખ પ્રતિજ્ઞા

સેનાનો મોટો ભાગ રાયગઢમાં રાખીને મુખ્તારખાન ઉદયાદિત્ય સહિત યશોહર તરફ જવા ઉપડયો. માર્ગમાં યુવરાજે બે દિવસ પર્યંત અન્નને સ્પર્શ સુદ્ધાંત કર્યો નહિ. તેણે કોઈની સાથે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. કેવળ પાષાણમૂર્ત્તિવત્ તે સ્તબ્ધ રહ્યો. એની આંખમાં નિદ્રા ન હતી; કિંવા અશ્રુબિન્દુ પણ દેખાતું ન હતું. તે શા વિચાર કરતો હતો તેનો કોઈને ખ્યાલ આવી શકયો નહિ. નાવમાંથી તેની દૃષ્ટિ નદીનાં ઉછળતાં નીર તરફ સ્થિર રહેતી. નાવ વેગથી ચાલતી હોવાથી ઉડતાં જલબિન્દુઓને સૂર્યકિરણ સ્પર્શતાં તેના જે અનેક રંગ થતા તે તરફ અથવા તો જલપ્રવાહના થતા કલકલ નિનાદ તરફ કિંવા બીજા કશા તરફ તેનું લક્ષ જતું નહિ. તેણે કશું જોયું નહિ. તેણે કશું સાંભળ્યું નહિ. કેવળ વિચાર અને વિચાર! બીજું કાંઈ નહિ!

રાત્રિ પડી. આકાશમાં તારા ઉગ્યા. નાવિકોએ નાવ કિનારા પાસે લાવીને બાંધી અને અન્ય સૌ નિદ્રિત થયા પણ યુવરાજ જાગતો બેસી રહ્યો; કેવલ જળપ્રવાહનો શબ્દ સંભળાતો હતો. નાવને મોજાં અથડાતાં તે કોઈ કોઈ વાર હાલતી હતી. સામે વાલુકામય પ્રદેશ હતો. યુવરાજનું લક્ષ કશા તરફ ન હતું. રાત્રિ વિશેષ વીત્યા પછી નાવિકગણ જાગ્રત થયો. પુનઃ નાવ હંકારવામાં આવી.

ઉષઃકાલનો શીતલ સમીર વાવા લાગ્યો. પૂર્વ દિશા આદિત્યોદય-સૂચન કરી રહી. તો પણ યુવરાજ વિચારનિમગ્ન હતો!

ત્રીજે દિવસે યુવરાજની આંખમાંથી અશ્રુપાતનો પ્રારંભ થયો. કપાળે હાથ મૂકીને તે નાવની પાલખ આગળથી સરતાં પાણી જોઈ રહેતો; આકાશ તરફ નિહાળી રહેતો અને અશ્રુધારા તો એની આંખમાંથી વહ્યા જ કરતી. આંસુ ખાળવા એ યત્ન કરતો તદપિ વ્યર્થ!

મુખ્તારખાને એની આ ઉદાસીન સ્થિતિ જોઈને પૂછ્યુંઃ "યુવરાજજી, આપ આટલા બધા શા વિચાર કરો છો?"

યુવરાજે ડુસ્કું ભર્યું. બહુ વખત સુધી તે મુખ્તારખાન તરફ જોઈ રહ્યો. મુખ્તારખાનના ચહેરા પર તેણે મમતાના ભાવ નિહાળ્યા હોય એમ લાગ્યું. એનું હૃદયકપાટ ખુલ્યુંઃ "હું એ વિચાર કરૂં છું કે, મેં આ જગતમાં જન્મ શા માટે ધારણ કર્યો? કેવળ નિજકુલના વૃદ્ધ અને સદાચારી પુરૂષોનો ક્ષય કરાવવા વાસ્તે જ મેં જન્મ ધારણ કર્યો છે! ઈશ્વરે મારા સમાન દુર્બલને આ જગતમાં જન્મ શા સારૂ આપ્યો? જેને અન્યના આધાર વિના આ જગતમાં ઉભા રહેવાનું સ્થાન માત્ર નથી; જેને ડગલે ને પગલે અન્યની સહાય વિના ચાલતું નથી, તેનાથી આ જગતને લાભ શો થવાનો હતો? જેના આશ્રયે હું ગયો તે જ આશ્રયદાતાને મેં ડુબાવ્યા! કોઈપણ કાર્ય પ્રત્યે મેં લક્ષ્ય આપ્યું કે, તરત જ તેમાં વિઘ્નોનો પ્રારંભ થવા લાગ્યો! આવા જે હું તેને જગતમાં ઉભા રહેવા પૂરતી જગ્યા કોણ આપે?—શા માટે આપે? મારે લીધે સર્વને દુઃખ પડે છે! ખાનસાહેબ, હું દુર્બલ અને ભીરૂ પ્રકૃતિનો એક માનવી છું. મને ઈશ્વર બચાવ્યો અને આ જગતમાં જે આનંદસ્વરૂપ, આનંદમૂર્તિ અને દુઃખીના સ્તંભ રૂપ હતા તેમને ઈશ્વરે પોતાની પાસે બોલાવી લીધા! હા! મારૂં હૃદય કેમ ફાટી જતું નથી? મારે લીધે પવિત્ર પુરૂષનો નાશ થયો! ખરૂં કહું તો, આ જગતનો ત્યાગ કરવો, એ જ મારા માટે શ્રેયસ્કર છે!"

ઉદયાદિત્યને એકાદ ગુનેગારની પેઠે પ્રતાપાદિત્ય સમક્ષ ઊભો

કરવામાં આવ્યો અને રાજમહેલની એક કાળકોટડીમાં તેને બંદીવાન તરીકે પૂરી દેવા તેણે આજ્ઞા કરી. એ સ્થળે એને લઈ જવામાં આવ્યો ત્યાર પછી એને લાગ્યું કે, પ્રતાપાદિત્ય એની પાસે આવતો હતો! પ્રતાપાદિત્યને જોતાં ઉદયાદિત્યનું શરીર રોમાંચિત થઈ ગયું. તેને તિરસ્કાર ઉપજ્યો. પિતાનું મુખ સુદ્ધાં જોવું નહિ એમ એને લાગ્યું.

પ્રતાપાદિત્યે તેની પાસે આવીને કહ્યું: "તને શી શિક્ષા કરવી જોઈએ?"

ઉદયાદિત્યે બેદરકારીથી ઉત્તર દીધો: "આપને જે યોગ્ય લાગે તે!"

"મારા રાજ્યનો ઉત્તરાધિકારી થવા તું યોગ્ય નથી."

"આપ સાચું કહો છો. હું ખરેખર આપની ગાદી માટે અપાત્ર છું. આપના સિંહાસનથી આપ મને મુક્ત કરો. સ્વેચ્છાથી જ હું આપને આ પ્રાર્થના કરૂં છું."

પ્રતાપાદિત્યની એજ ઇચ્છા હતી. તેણે કહ્યું: "તું ખરા અંતઃકરણથી આમ કહે છે, એની પતીજ મને શી રીતે પડે?"

"હું અભાગી છું; દૈવહીન છું એ ખરૂં; પણ મેં આજસુધી સ્વાર્થવશ થઈને કદી અસત્યનો ઉચ્ચાર કર્યો નથી. છતાં, આપને મારા કથન પર વિશ્વાસ પડતો નહોય તો ભગવતીનાં ચરણના શપથ લઈને કહું છું કે, આપના આ રાજ્યમાંથી એક સોયના અગ્રભાગ જેટલીયે ભૂમિ મને જોઈતી નથી. આપના રાજ્યના ઉત્તરાધિકારી તરીકે સમરાદિત્યને સ્થાપો."

પ્રતાપાદિત્ય પ્રસન્ન થયો. તેણે પૂછ્યું: "હવે તારી શી ઇચ્છા છે?"

"મહારાજ, મારી બીજી કોઈ ઇચ્છા નથી. એકાદ ક્રૂર પશુના પિંજર આગળ બાંધીને મને મૂકતા હો એવી રીતે મને ના રાખશો. મને આપ મુક્ત કરો. હું કાશીનિવાસ કરીશ. પણ મારી એટલી જ પ્રાર્થના છે કે, મને કંઈક દ્રવ્ય આપશો કે જેમાંથી એક અતિથિશાલા અને શિવમંદિર બંધાવીને હું કાકાજીનું નામ ચિરસ્મરણીય કરીશ."

"વારૂ. એ પ્રબંધ થઈ શકશે."

એજ દિવસે ઉદયાદિત્યે દેવીને મંદિરે જઈને પ્રતાપાદિત્ય સમક્ષ શપથ લીધા: "હે કાલી માતા, હું તારાં ચરણ પર હાથ મૂકીને શપથ લઉં છું કે, જેટલા દિવસ હું જીવતો રહીશ તેટલા દિવસ દરમ્યાન, યશોહરના રાજ્યની તિલમાત્ર ભૂમિને 'મારી ભૂમિ' કહીને હું ગ્રહણ કરીશ નહિ અને યશોહરના રાજદંડનું નામ સુદ્ધાં દઈશ નહિ. જો હું આ પ્રતિજ્ઞાથી વિરૂદ્ધ વર્તું તો કાકાજીની હત્યાના પાતકનો હું અધિકારી થઈશ." ઉદયાદિત્યે આટલું કહીને મૌન ધારણ કર્યું. એનું હૃદય કંપવા લાગ્યું.

ઉદયાદિત્ય કાશીએ જાય છે એવું સાંભળીને રાણી તેની પાસે આવી અને બોલી: "પુત્ર ઉદય, મને તારી સાથે લઈ જા."

"માતા, સમરાદિત્ય તમારી પાસે છે. બીજાં સર્વ પણ અહીં જ છે. તમે જો અહીંથી જાઓ તો યશોહરમાં રાજ્યલક્ષ્મી રહેશે નહીં!"

રાણી રોવા લાગી; અને બોલી: "ઉદય, આટલી નાની વયમાં તું સુખસંપત્તિ છોડીને જાય છે, તો પછી, અહીં રહીને હું શું કરૂં? સર્વ સુખ ત્યજીને તું એક સંન્યાસીની પેઠે રહેવાનો છે. ત્યાં તારી સંભાળ કોણ લેશે? તારા પિતાનું હૃદય જોકે વજ્ર સમું રહ્યું છે, તો પણ હું તને કદાપિ જવા દેનાર નથી!"

આંસુછલ્લોછલ્લ આંખ છતાં માતાનો કર પકડીને ઉદયાદિત્યે કહ્યું: "માતા, તમે બધું જાણો છો, કે, અહીં રહેવાથી ડગલે ને પગલે સંશયનું કારણ ઉત્પન્ન કરનાર હું ઠર્યો છું. તમે મારી ચિંતા ના કરશો. હું વિશ્વનાથને શરણે જવાથી નિર્વિઘ્ને સુખમાં જ રહીશ."

ઉદયાદિત્ય વિભા પાસે ગયો અને બોલ્યો: "વિભા, મારી વહાલી બહેન, કાશીએ જતા પહેલાં હું તને તારા શ્વસુરગૃહે મૂકવા આવીશ. એજ એકલો મારો મનોરથ છે."

વિભાએ પૂછ્યું: "કાકાજી આનંદમાં છે?"

ઉદયાદિત્યથી ત્યાં ઊભા રહેવાયું નહિ. જતાં જતાં તે બોલ્યો: "હા. આનંદમાં છે!"

૩૩

## ભોળીના મનતરંગ

વિભાને લઈને ઉદયાદિત્ય ચન્દ્રદ્વીપ જશે, એમ ઠર્યું. વિભા રાણીને કંઠે વળગીને ખૂબ રોઈ. અંતઃપુરમાં જેટલી વૃદ્ધ સ્ત્રીઓ હતી તેટલી બધી વિભા પાસે આવી અને તેને કંઈ ને કંઈ ઉપદેશ દેવા લાગી.

રાણીએ ઉદયાદિત્યને કહ્યું: "વિભાને તું લઈ જાય છે પણ તે લોકો જો તેનું અપમાન કરશે તો ?"

ઉદયાદિત્ય: "એવું શા માટે કરે ?"

રાણી: "એ તો કોને ખબર? કદાચ વિભા પર તેઓ અપ્રસન્ન થયા હોય !"

ઉદયાદિત્ય: "પણ વિભા તો સાદીસીધી, ભલીભોળી બાલિકા છે. એના પર કોઈને અપ્રસન્નતા ન થાય."

રાણી રડતાં રડતાં બોલી: "પણ ભાઈ, જોઈ–વિચારીને હોશિયારીથી જજે. જો એ લોકો એનું અપમાન કરશે તો એ બિચારી પોતાનો જીવ આપશે."

ઉદયાદિત્યના મનમાં કાંઈક સંદેહ ઉત્પન્ન થયો. ચન્દ્રદ્વીપના લોકો વિભાનું અપમાન કરે, એવી શંકા અત્યાર અગાઉ તેના મનમાં ઉઠી ન હતી. તે માનતો હતો કે, હવે મારા અશુભ દિન વહી ગયા છે! પણ એ માન્યતા તેને ઓળાસમી લાગવા માંડી. કોને ખબર કે, વિભાના ભાગ્યમાં શું લખેલું છે?

વિદાય લેતી વખતે ઉદયાદિત્ય અને વિભાએ રાણીમાતા પાસે જઈ પ્રણામ કર્યા. પ્રવાસમાં કાંઈ અશુભ થાય નહિ, એ માટે રાણી, આ વખતે, રોઈ નહિ. પરંતુ એ બન્ને જ્યારે ગયાં ત્યારે તે વિહ્વલ બની જઈને ધરણી પર ઢળી પડી! ભાઈ બહેને, પ્રતાપાદિત્ય પાસે જઈ તેને પ્રણામ કર્યા; રાજ્યભવનમાં જેટલાં વડીલ હતાં, તે સર્વને પ્રણામ કર્યા. સમરાદિત્યને પોતાના બન્ને હાથથી ઉચકીને ઉદયાદિત્યે છાતી સરસો ચાંપ્યો; તેને ચુંબન કર્યું; અને તેને આશીષ આપી. રાજમહેલના તમામ નોકરોએ આવીને ઉદયાદિત્યને પ્રણામ કર્યા. અંતે ઉદયાદિત્યે અને વિભાએ કુલદેવીના મંદિરે જઈ, પ્રણામ કરી, યશોહરમાંથી વિદાય લીધી.

યશોહરનું સીમોલ્લંઘન કરતાં ઉદયાદિત્યે એક દીર્ઘ ઉચ્છ્વાસ ભર્યો. શોક, આપત્તિ, અત્યાચાર ઈત્યાદિના કારખાનામાંથી પોતે હવે છૂટ્યો, એમ તેને લાગ્યું. હવે જન્મભર કદી ય યશોહરમાં પોતે આવશે નહિ, એવી એણે દૃઢ પ્રતિજ્ઞા કરી હતી; તથાપિ માતૃભૂમિ છોડીને જવું પડતું હોવાથી એને અપાર દુઃખ થયું. માતૃભૂમિ – પ્રેમથી યશોહર પ્રત્યે દૃષ્ટિ કરતાં છતાંય એને લાગ્યું કે, એ અત્યાચારથી ખદબદી રહેલી ભૂમિ છે. આકાશ પ્રત્યે એ ભૂમિના મિનારા, ડોકાં ઉંચાં કરી રહ્યાં છે તદપિ એ ડોકાં રાક્ષસી છે. એને તિરસ્કાર ઉપજ્યો. એની ચિંતાનું કારણ ત્યાંનો યથેચ્છ અત્યાચાર હતો. હવે એ ભૂમિ છોડી દીધી એટલે ઉદયાદિત્યની સમક્ષ સૃષ્ટિસૌન્દર્યની અપાર શોભા અને સ્વાતંત્ર્ય આવીને ઉભાં રહ્યાં. એમના પ્રત્યેના

સ્વાભાવિક સ્નેહ અને મમતાથી તે આકર્ષાયો. નૌકા આ ભાઈ-બ્હેનને લઈને યશોહરથી દૂર દૂર જવા લાગી.

પૂર્વ તરફ આકાશમાં ધવલતા દેખાઈ. જોતજોતામાં એ ધવલતાને બદલે અરૂણની આરક્તતા વિલસી રહી. નદીના પૂર્વ કિનારા ઉપરના જંગલમાં સોનેરી કિરણો ઝળકવા લાગ્યાં. વૃક્ષના અગ્રભાગ, એ કિરણો વડે ખૂબ સુશોભિત લાગવા માંડ્યા. નાવિકોએ શઢ ચઢાવ્યા અને સડસડાટ કરતી નૌકા વિહરી રહી. સૃષ્ટિના પ્રભાતકાલના સ્વાતંત્ર્યનું અવલોકન કરતાં ઉદયાદિત્યનું મન સ્વાતંત્ર્ય–વિહારી પક્ષીની પેઠે આનંદિત થઈ રહ્યું. તે પરમાત્માનું સ્મરણ કરતો પ્રાર્થના કરવા લાગ્યો: " હે દયાધન ! હે પરમાત્મન્! મને જન્મોન્મ આ પ્રમાણે નિર્દ્વંદ્વ બનાવો; સૃષ્ટિની રમણીય ભૂમિમાં મને સ્વાતંત્ર્યથી વિહરવા દ્યો; અને સહૃદયી સજ્જનોની સંગતિમાં સુખથી મારું કાલક્રમણ થવા દ્યો. "

જલપ્રવાહના કલકલ નિનાદ સાંભળતાં અને નાવિકોનાં ગાન શ્રવતાં ભાઈબ્હેન આનંદથી નાવમાં પ્રવાસ કરી રહ્યાં. વિભાના હૃદયમાં આનંદસાગરની ખૂબ લહરીઓ આવતી હતી. એના ભાવ એના મુખારવિંદ પર ચમકી રહ્યા હતા. જાણે આટલા દિવસ નિદ્રિતાવસ્થામાં દુઃસ્વપ્નમાં વીતવ્યા અને હવે જાગ્રત થઈને સુખસંસારમાં પોતે સંચરે છે, એમ એને લાગ્યું. દુઃસ્વપ્નનો ભય, તેના મનમાંથી દૂર થયો હતો; અંતઃકરણ સ્વસ્થ બન્યું હતું.

વિભા જતી હતી. ક્યાં જતી હતી ? આટલા દિવસ તેણે જેનું ધ્યાન ધર્યું હતું, જેને પોતાના પ્રેમનું વિશ્રામસ્થાન ગણ્યું હતું, તેને ત્યાં જવા તે નીકળી હતી. ઉત્સાહથી એનું શરીર ભરપૂર હતું. ચારે તરફ સ્નેહસાગરમાં આજ ભરતી આવેલી હતી; અને એમાં પોતે ખૂબ નિમગ્ન છે, એમ એને લાગ્યા કરતું હતું.

વિભાને ઉદયાદિત્યે કેટલીક કહાણીઓ સંભળાવવા માંડી. વિભા ધ્યાનથી તે શ્રવણુ કરવા લાગી.

રામચંદ્રરાયના રાજ્યમાં નાવ આવી પહોંચી. વિભાના આનંદની હવે સીમા રહી ન હતી! વિભા ચન્દ્રદ્વીપની અપૂર્વ શોભા નિહાળવામાં તલ્લીન બની: 'હમણાં જ મને બોલાવવા કોઈક આવશે અને તેને ચન્દ્રદ્વીપના મહારાજાના કુશલવર્ત્તમાન પૂછીશ.' એમ તેને લાગવા માંડયું. ચન્દ્રદ્વીપનાં પ્રજાજન તેણે જોયાં. એમને માટે એના હૃદયમાં અપૂર્વ સ્નેહ પ્રકટયો.

તમામ પ્રજા સુખી હશે, એમ તેણે પહેલેથી માની લીધું હતું પણુ એક – બે ગરીબ માણસો એના જોવામાં આવ્યાં અને એનું હૃદય કકળી ઉઠયું. 'રાજમહેલમાં હું જઈશ ત્યારે આ ગરીબ લોકને મારી પાસે બોલાવીશ અને તેમનાં દુઃખ દૂર કરીશ.' એવો સંકલ્પ તેણે કર્યો. પ્રજા માટે એના મનમાં પ્રેમ ઉત્પન્ન થયો. "માજી" એમ કહીને પોતાને પ્રજાજન બોલાવે, એવી ઈચ્છા તેના મનમાં ઉત્પન્ન થઈ.

રાજધાની બહાર એક કિનારે નાવ નાંગરી: 'અમે આવ્યાં છીએ' એવું રાજધાનીમાં કહેવરાવવું અને પછી સન્માનપૂર્વક બોલાવવા આવનારાઓની સાથે રાજધાનીમાં જવું, એવો ઉદયાદિત્યે વિચાર દર્શાવ્યો. પણુ સમય સાંજનો હતો. દિવસ બહુ થોડો બાકી રહ્યો હતો. એટલે આવતી કાલે પ્રભાતે ખબર કહેવરાવવી એવો ઉદયાદિત્યે નિર્ણય કર્યો. વિભાનું મન કહેતું હતું કે, હમણાંને હમણાં જ ખબર કહેવરાવી હોય તો કેવું ઠીક? "આજ જ હું મારા ઘરમાં જાઉં" એવી વૃત્તિ એના મનમાં ઉઠી રહી હતી.

૩૪

## આશા નિરાશા !

ચન્દ્રદ્વીપમાં આજે ભારે કોલાહલ મચી રહ્યો હતો. મંગલ વાદ્યનો ધ્વનિ કર્ણને આનંદિત કરતો હતો. એ વાદ્ય-ઘોષ ઉપરથી અહીં કોઈ મોટો ઉત્સવ હશે, એવી કલ્પના સહજ થઈ શકતી હતી. હવે નજીકના ભવિષ્યમાં મળનાર આનંદની કલ્પનાથી વિભાનું ચિત્ત અધીર બની ગયું હતું. એના આનંદની ઉર્મિમાળા દરમ્યાન એને કાને જાણે વાદ્યંત્રના ધ્વનિ સંભળાતા ન હતા. તો પણ એ અધીરતા, એ આનંદ, અને એ ઉલ્લાસ ઉદયાદિત્યની નજરે પડે નહિ તે માટે તે પોતાના ભાવ, અંકુશમાં રાખતી હતી. રાજધાનીમાં મંગલવાદ્ય શા માટે વાગે છે, તેની તપાસ કરવા ઉદયાદિત્ય નગરમાં ગયો.

એટલામાં કોઈ આકૃતિ નાવ તરફ આવતી જણાઈ. તેણે નાવપરના લોકોને પૂછ્યું: “આ કોની નાવ છે ?”

નોકરે મોહનને પ્રથમ ઘણીવાર જોયો હોવાથી ઓળખી કાઢ્યો ને સર્વ વૃતાંત કહ્યો.

મોહન એકદમ નાવપર ગયો. વિભા એકલીજ નાવમાં હતી. મોહનને જોતાં જ વિભાનું મન હર્ષિત બની ગયું. વિભાનો હર્ષ જોઈ મોહનના હૃદયમાં ગ્લાનિ પ્રકટી. તે બોલ્યોઃ "માજી, આપ રહી રહીને આજે જ આવ્યાં?"

"હા મોહન, મહારાજને ખબર પડી કે અમે આવ્યાં છીએ? હું ધારૂં છું કે, તેમણે જ તને તેડવા મોકલ્યો હશે."

મોહન મંદ સ્વરે બોલ્યોઃ "માજી, આજ શહેરમાં જવાની ઉતાવળ કરવાની જરૂર નથી. આજ તો આપ અત્રે જ રહો. કાલે આપણે મહેલમાં જઈશું."

મોહનનું આવું કહેવું સાંભળી વિભાનો ઉત્સાહ મંદ પડ્યો. તેણે ખિન્ન થઈ પૂછ્યુંઃ "કેમ, મોહન, આજે ત્યાં જવામાં શો વાંધો છે?"

"નહિ. આજે રાત્રિ પડી ગઈ છે. આજ તો નહિ જ"

વિભાનું હૃદય ધડકવા લાગ્યું. તેને કંઈક ભીતિ પણ લાગી. તેણે પૂછ્યુંઃ "મોહન, જે હોય તે સ્પષ્ટ કહે. આજે જવામાં શી અડચણ છે?"

મોહન પોતાના મન ઉપર હવે કાબુ રાખી શક્યો નહિ. તેણે આટલી વાર સુધી ન બોલવાનો નિશ્ચય કર્યો હતો. પણ એથી વધુ શક્તિ તેનામાં કોઈ વાત ગુપ્ત રાખવાની ન હતી. તે ઉભો હતો ત્યાં જ બેસી ગયો અને રડતો રડતો બોલ્યોઃ "માજી, આપના જ આ રાજ્યમાં આજે આપના માટે સ્થાન નથી! આવડા મોટા રાજમહેલમાં આપને વાસ્તે કોઈ ખંડ નથી! આજે મહારાજ બીજી વાર લગ્ન કરે છે!"

વિભાને પોતાના અંગ પર વિદ્યુત પડી હોય એવી અસર થઈ. તેનો ચહેરો ફિક્કો પડી ગયો. મોહન બોલ્યો: "માજી, જ્યારે આ અધમ સેવક આપને બોલાવવા આવ્યો હતો ત્યારે આપ આવ્યાં નહીં! આપે નિષ્ઠુર બનીને મને પાછો હાંકી કાઢ્યો હતો! હવે રાજમહેલમાં મોં દેખાડવાની પણ મારા માટે જગ્યા બાકી રહી નથી!"

વિભાની આંખોમાંથી અશ્રૂબિન્દુ સરસર પડવાં લાગ્યાં. તે મોં વિકાસી મોહન સામું જોતી એક પૂતળા જેવી બેસી રહી. તેનું મસ્તક ભમવા લાગ્યું ને થોડી વારમાં તે મૂર્છિત થઈ નીચે પડી. મોહને તેના મોં પર પાણી છાંટ્યું; કપડાં વતી વા ઢોળ્યો. થોડીવારે વિભા શુદ્ધિમાં આવી. તે ઉઠીને બેઠી થઈ. જાણે આખા જગતનો પ્રલય થયો, એમ તેને લાગ્યું. પોતાના પતિના રાજ્યમાં આવીને, રાજધાની પાસે પહોંચીને, રાજભવનનાં દ્વાર પર્યંત પહોંચીને વિભા પતિસુખની આશા સેવી રહી હતી. એ આશાનો ચૂરો થયો! બિચારીની સુખમય કલ્પના મૃગતૃષ્ણિકાવત્ બની! વ્યાકુલતાથી તેણે પ્રશ્ન કર્યો: "મોહન, હું તે દિવસે ન આવી તેથી જ શું મહારાજ બીજું લગ્ન કરે છે?"

"હા. માજી."

વિભા અધીરી બનીને બોલી: "ત્યારે હવે મને શું તેઓ ક્ષમા નહિ કરે?"

"રાણીજી, મને તો આશા નથી!"

"મોહન, મને તેમનાં દર્શન તો થશે કે તે પણ નહિ?" વિભા રડતી રડતી બોલી.

"આજનો દિવસ વીતાવી દો. કાલે સર્વ ગોઠવણ કરીશું" મોહને પોતાનાં નેત્ર સાફ કરતાં કહ્યું.

"નહિ. તું મને આજે જ ને અત્યારે ત્યાં લઈ જા."

"યુવરાજજીને તો આવવા દો? તેઓ ક્યાં ગયા છે? હમણાં આવતા હશે."

" નહિ. હવે તું વિલંબ ન કર. મારે હમણાં ત્યાં જવું છે."

મોહને ઉત્તર આપ્યો: " ઠીક, તો હમણાં હું એક પાલખી લઈ આવું છું, ચાલો."

વિભાએ કહ્યું: " અરે પાલખીનું શું કામ છે? હવે હું થોડી જ રાણી છું! હું તારી સાથે જ એક સાધારણ પ્રજાજન પ્રમાણે, એકાદ ભિખારણ પ્રમાણે, ચાલતી આવીશ."

" પણ હું જીવતાં માતાજીને એવી રીતે ચાલતાં જોઈ શકીશ નહિ." એકનિષ્ઠ સેવકે ઉત્તર દીધો.

વિભા બોલી: " મોહન, હું તારે પગે પડું છું. મારે એમ જ જવું છે. એમાં તું વિઘ્ન નાંખીશ નહિ. ચાલ, વિલંબ થાય છે."

દુ:ખી થતો મોહન બોલ્યો : " વારુ; ચાલો."

એક સાધારણ સ્ત્રીની પેઠે વિભા નીસરી પડી. નાવ ઉપરના નોકર કહેવા લાગ્યા: " બહેન, બહેન, તમે આવાં સાદાં વસ્ત્રોમાં ક્યાં જાઓ છો?"

મોહન બોલ્યો : " આ એમનું જ રાજ્ય છે. એમને જ્યાં જવું પસંદ હોય ત્યાં એ જશે જ."

નોકરો વિભાને જવા દેવા ના પાડતા હતા; પણ મોહને તમામને દબડાવીને ચૂપ કરી દીધા.

૩૫

## કાશીનિવાસ

ચોમેર આજે લોકોની અપાર ગિરદી જામી હતી. પહેલાં કદી વિભા આવી ભીડમાં ગઈ હોત તો ખચીત તેને લજ્જા ઉપજી હોત. પણ આજ જાણે આંખો હોવા છતાંય અંધ બનીને તે લોકોની ભીડમાં પેઠી. આંખથી જે કાંઈ જોતી, કાનથી જે કાંઈ સાંભળતી, તે સ્વપ્નવત્ માનીને, તે તરફ લગીરે લક્ષ ન આપીને તે જતી હતી. તેની દૃષ્ટિ એ તમામ તરફ જાણે શૂન્યમય હતી.

ભીડમાંથી નીકળીને વિભા રાજભવનના મુખ્ય દરવાજા આગળ આવી. તે અંદર પ્રવેશ કરવા તત્પર થતી હતી ત્યાં એક દ્વારપાલે તેને રોકી. વિભાએ પ્રથમ તો તે તરફ લક્ષ આપ્યું નહિ અને તે અંદર પેસવા લાગી. દ્વારપાળે તેનો હાથ પકડીને તેને દૂર કરી. હા! કેવું અપમાન! વિભાના પગતળેથી જાણે પૃથ્વી ખસી જતી હોય એમ

લાગ્યું. લોકસમુદાય ત્યાં એકત્ર થયેલો હતો. વિભાને લજ્જા ઉપજી; તે પ્રેતવત્ ઉભી રહી. તેનું હૃદય વ્યાકુળ બની ગયું. મોં ઉપર નો ઘૂંઘટ ખસી ગયો. માનભંગ થતાં અસ્વસ્થ બનેલી વિભા સહેજ વાર પછી સ્વસ્થ થઈ. તેણે ઘૂંઘટ તાણ્યો.

મોહન તો આગળ ને આગળ ગયો હતો. તેને ખ્યાલ પણ નહતો નહતો કે, પાછળ શું બન્યું છે? જતાં જતાં જ્યારે તેણે મોં પાછું વાળીને જોયું ત્યારે વિભાની સ્થિતિ તેના જાણવામાં આવી. મોહનને ઘણો સંતાપ થયો. દ્વારપાલ પાસે આવીને તેણે તેને ધમકાવ્યો. નજીક જ સેનાપતિ ઉભેલો હતો. એણે જ્યારે આ વાત જાણી ત્યારે તેણે પણ દ્વારપાલની ખબર લઈ નાંખી. તરત જ વિભાને મહેલમાં દાખલ કરવામાં આવી; પણ હા! ત્યાં કોઈ એ તેને માન આપ્યું નહિ!

મહેલના એક ખંડમાં રાજા અને વિદૂષક બેઠેલા હતા. વિભા તે ખંડમાં ગઈ. રાજાના મુખતરફ જોતી તેના પગ આગળ તે બેસી પડી. રામચંદ્રરાયે ચકિત બનીને પ્રશ્ન કર્યો : "કોણ છે, તું? તને શું જોઈએ છે? મોહન, એને દીવાનખંડમાં લઈ જા અને જે માગે તે આપ."

આંખમાં આંસુ સહિત રાજા તરફ જોતાં વિભા બોલી: "મહારાજ, હું કાંઈપણ માગવા આવી નથી. હું મારા પોતાના...ના, ના, હું આપને બીજીના હાથમાં સોંપીને, આપની વિદાય માગવા આવી છું."

મોહનથી બોલ્યા વિના રહેવાયું નહિ. તેણે કહ્યું : "મહારાજ, એ આપનાં રાણી છે! યશોહરનાં રાજકુમારીશ્રી છે!"

અધવચ્ચ દુષ્ટ વિદૂષક બોલી ઉઠ્યોઃ "અહો! ભાઈ પરથી દિલ ઉઠી ગયું કે શું?"

રામચંદ્રરાયના અંતઃકરણમાં દયાનો ઉદય થવા લાગ્યો હતો, પરંતુ વિદૂષકના વાક્યે તેનું મન પલ્ટાઈ ગયું ! રાજા હસવા લાગ્યો. જો વિભા પર હવે તે મમતા દાખવે તો લોકમાં હાંસીપાત્ર ઠરે, એમ તેને લાગ્યું !

વિભાના મસ્તકપર જાણે સહસ્ર વિદ્યુલ્લતાનો પ્રપાત થયો હોય એમ લાગ્યું ! તેનાં અંગેઅંગ કંપી ઉઠયાં. આંખો મીંચીને તે મનમાં જ બોલી: “હે માતા વસુન્ધરા ! મને માર્ગ આપ. ફાટીને તારી અંદર મને સમાવી લે !” તે વ્યાકુલતાથી ચારે દિશામાં જોવા લાગી. મોહન તરફ તે દયાભરી દૃષ્ટિથી જોવા લાગી.

મોહનને વિદૂષકનાં વાકય સાંભળીને ક્રોધ ચઢયો હતો. તે એકદમ તેના તરફ ધસી ગયો; અને તેનું ગળું પકડીને તેણે તેને તે ખંડમાંથી બહાર ધકેલી દીધો ! રામચંદ્રરાય ક્રોધથી બોલ્યા : “મારી સમક્ષ આ બેઅદબી કેમ કરે છે, મોહન ?”

અત્યંત ક્રોધથી દાંત કચકચાવતો મોહન બોલ્યો : “મહારાજ, મેંજ બેઅદબી કરી, ખરૂં કે ? આપની રાણીને અને મારાં સ્વામિનીને મારા દેખતાં એ બદમાશ ગાળો દેતો હતો, એ આપને બેઅદબી ના લાગી ? પણ કાંઈ આટલાથી જ હું એને છોડીશ નહિ ? એના મસ્તક પરના કેશ સફાચટ્ટ કરાવીને, એને ગર્દભપર સ્વારી કરાવીને હું આખા નગરમાં ફેરવું નહિ, તો, મારૂં નામ મોહન નહિ !”

“પણ આ શું મારી રાણી છે ? ના, એ મારી રાણી નથી. હું એને ઓળખતો પણ નથી !” રાજાએ મોટે સ્વરે કહ્યું.

વિભા મૂર્ચ્છિત થઈ ગઈ ! અરેરે, શું રામચંદ્રરાયના મુખમાંથી આ શબ્દો સાંભળવા માટે જ વિભા ચન્દ્રદ્વીપ આવી હતી ?

મોહન હાથ જોડીને કહેવા લાગ્યો : “મહારાજ, મેં ચાર પેઢીથી આ સ્થળે નોકરી કરી છે. આપ નાના હતા ત્યારે મેં મારા

હાથમાં રાખીને આપને રમાડયા છે. પણ હા! આજ આપ મારી જરીકે પરવા ન કરતાં, મારાં સ્વામિનીને નિરાધાર બનાવો છો! આપની રાજ્યલક્ષ્મીનો આપ તિરસ્કાર કરો છો! હવે, આ પ્રસંગ પછી, હું આપની નોકરી કરીશ નહિ? હવેનું મારૂં બાકી રહેલું આયુષ્ય, હું મારાં સ્વામિનીની સેવામાં જ ગાળીશ. ભીખ માગીને ખાઈશ; પણ આ ચન્દ્રદ્વીપમાં પગ મૂકીશ નહિ!"

આટલું બોલીને મોહને રામચંદ્રરાયને પ્રણામ કર્યા અને વિભાને કહ્યું: "ચાલો, માજી, અહીંથી જલ્દી ચાલો. હવે એક ક્ષણભર પણ આ સ્થળે ઉભાં રહેશો નહિ."

મોહને મૂર્ચ્છિત વિભાને એક પાલખીમાં સુવાડી અને જ્યાં નાવ બાંધી હતી, ત્યાં તેને લઈ ગયો.

ઉદયાદિત્ય સહિત વિભા કાશીપુરીમાં ગઈ અને ત્યાં દાન, ધર્મ અને દેવપૂજા કરતાં, ભાઈની સેવામાં આયુષ્ય વીતવવા લાગી.

મોહન વિભાની સેવામાં આનંદથી કાલક્રમણ કરવા લાગ્યો. રાયગઢથી સીતારામ પોતાના કુટુંબસહિત કાશીમાં આવીને ઉદયાદિત્યના આશ્રયે રહેવા લાગ્યો.

ચન્દ્રદ્વીપમાં જે કિનારા પર વિભાની નાવ બાંધવામાં આવી હતી, તે સ્થળને લોકો "વહુમહારાણીનો ઘાટ" એ નામથી ઓળખવા લાગ્યા.

સમાપ્ત